ભારતવર્ષમાં દક્ષીણગંગા તરીકે પ્રખ્યાત છે. તો એવાં પતિત-પાવની સપ્તકલ્પાયુની ભગવતી શ્રીનર્મદાજી શ્રીતુંડેશ્વર નામના તીર્થમાં મધ્યહિન્દુસ્તાનમાં આવેલા અમરકંટક પર્વતમાંથી નીકળી પશ્ચિમમાં સાગરગમા થયેલાં છે. તેમના ઉત્તર કિનારા ઉપર આવેલું તીર્થ જેના દર્શન તથા સેવન માત્રથી અનેક જન્મોનાં સંચિત તેમજ આ જન્મનાં કરેલાં જે ક્રિયમાણ કર્મોથી ઉત્પન્ન થયેલાં મહાન પાપો નાશ કરનાર એવા ભગવાન ભારભૂતેશ્વર નામના મહાદેવ બીરાજે છે તેમના મહાત્મનું વર્ણન કરવામાં આવે છે એ ભગવાન મારૂં તેમજ આ સર્વનું જગતનું કલ્યાણ કરો. એવું હું ભગવાન પાસે પ્રાર્થનાપૂર્વક યાચના કરૂં છું. અને યથામતિ કથા તેમજ સ્તુતિ લખવાનો આરંભ કરૂં છું

॥ श्री रस्तु । कल्याण मस्तु ॥

॥ ॐ ॥

# ॥ श्री भारभूतेश्वर महादेवनुं माहात्म प्रारंभ ॥

——:(૦):——

શ્રી વાયુક્ત શિવ સંહિતામાં ॥ રેવાખંડ ॥ શ્રી નર્મદા માહાત્મ નામના ગ્રંથમાં શ્રી માર્કંડેય મુનિ અમરકંટક પર્વત ઉપર બીરાજેલા છે. ત્યાં વનવાસમાં નીકળેલા તિર્થ યાત્રામાં આવેલા એવા પાંડવોમાં શ્રેષ્ઠ (ધર્મરાજા) યુધિષ્ઠિરને કથા કહે છે.

॥ श्री मार्कंडेय उवाच ॥

॥ ततः क्रोशांतरे गच्छे तिर्थ त्रैलोक्ये विश्रुतम् ॥

॥ देव दानव गन्धर्वा अप्सरो गण सेवितम् ॥१॥

માર્કંડેયમુનિ કહેવા લાગ્યા કેઃ-ઋણમુક્તેશ્વર નામના તિર્થથી એક ગાઉને છેટે દેવો દાનવો ગન્ધર્વો અપ્સરાઓ ઋષિ મુનિઓએ સેવેલું ત્રણ લોકમાં પ્રખ્યાત એવું ॥ ૧ ॥

॥ यत्र तिष्ठतिदेवेशो । साक्षातद्रो महेश्वरः ॥

॥ भारेण महता जातो । भारभूति स्तथोच्यते ॥२॥

કે જ્યાં સાક્ષાત રૂદ્રરૂપી ભગવાન દેવાધિદેવ મહાદેવ મહાન એવા ભારતમાંથી ઉત્પન્ન થયેલા જેને ભારભૂતિ નામથી ઓળખવામાં આવે છે, તેમના નામથી ભારભૂતેશ્વર નામનું તિર્થ પ્રખ્યાત થયેલું છે ત્યારે ॥ ૨ ॥

॥ युधिष्ठिर उवाच ॥ યુધિષ્ઠર પુછવા લાગ્યા કેઃ—

॥ भारभूति मितिप्रोक्तं । त्वया तिर्थं तु यन्मुने ॥

॥ कथं कदाचतज्जातं । वदविस्तरतो मम ॥३॥

હે મુનિ આપ જે ભારભુતેશ્વર નામનું તિર્થ છે, એવું કહ્યું તો એ તિર્થ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયું એ બધું મને વિસ્તારથી કહો. ત્યારે ॥ ૩ ॥

॥ मार्कंडेय उवाच ॥ માર્કંડેયમુનિ કહેવા લાગ્યા કે—

॥ भारभूति समुत्प्रोक्तं । शृणु पांडव सत्तम ॥

॥ विस्तरान्मे यथा प्रोक्तं । पुरादेवेन शंभुना ॥४॥

હે પાંડવ શ્રેષ્ટ ! તું જે ભારભુતિશ્વર તિર્થ કેવી રીતે થયું એ મને પુછે છે તો મને પહેલાં એ તિર્થનું મહાત્મ શ્રી ભગવાન પરમ કારૂણિક મહાદેવે વિસ્તારથી મને કહ્યું છે,

તે હું તને કહું છું તે તું સાંભળ ॥ ૪ ॥

॥ आसित् कृत युगे विप्रो वेद्वेदांङ्ग पारगः ॥

॥ रैवतस्य मनोराद्य । साधुकर्मा गुणान्वीतः ॥५॥

પહેલાં રૈવત નામનો મનુ થયો તેના આદી ભાગમાં સત્યયુગને વિષે વેદ તથા વેદના અંગો જાણનાર શુભ કર્મ-યુક્ત મહા ગુણવાન ॥ ૫ ॥

॥ विष्णुशर्मोऽति विख्यातो । सव शास्त्र विशारद्ः ॥

॥ क्षमा तपो द्या द्ानम् । सत्यं शौचं धृतिर्घृणा ॥६॥

સર્વ શાસ્ત્રને જાણનાર એવો વિષ્ણુશર્મા નામનો બ્રાહ્મણ હતો. કે જેમાં બ્રાહ્મણનાં લક્ષણો જેવાં કે ક્ષમા, તપ, દયા-યુક્ત, દાતા, સત્ય, પવિત્રતા, ધૈર્ય, નિંદા રહિત ॥ ૬ ॥

॥ विद्या विख्यातमास्तिक्यं । एत नस्मिन्प्रतियुतम् ॥

॥ रुद्र विधाहिये विप्राः । पूज्यन्ते नृप सत्तम ॥७॥

હે રાજા સર્વ વિદ્યા વિશારદ ઇશ્વર સબંધી તેમજ લૌકિક સર્વ પ્રકારનું જ્ઞાન તેમજ આસ્થાવાળો આ બધાં લક્ષણો તેમનામાં હતાં કે એ લક્ષણો જેનામાં હોય છે તે હંમેશાં પૂજાય છે. અને તે ॥ ૭ ॥

॥ पनंतं नरके घोरे । तारयंति तरंतिहि ॥

ઘોર નર્કમાં જનાર જે પાપિષ્ટ જીવો તેમને પોતાનાં કરેલાં અશુભ કર્મો થયાથી છોડાવી નર્કમાંથી તેનો ઉદ્ધાર કરે છે. અને પોતે પણ નર્કમાંથી તરી જાય છે

॥ शांताश्च दांताः श्रनिशिलिनोये जितेन्द्रिया प्राणिवधान्निवृत्ताः ॥

॥ प्रतिग्रहे संकुचिता ग्रहस्तास्ते ब्राह्मणास्तारयितु समर्थाः ॥८॥

કારણકે ક્ષમાવાન જેણે પોતાની ઇન્દ્રિયો દમન કરેલી છે, તેમજ જીતેલી છે વળી પ્રાણી માત્રની પણ મન વાણી કે કાયાથી પણ હિંસા ન કરનાર અને દાન લેવામાં જેણે પોતાના હાથને પાછા ખેંચેલા હોય છે, એવા ગુણવાળા બ્રાહ્મણો આ સંસારમાંથી હંમેશાં પોતે તરે છે અને બીજા પાપી જીવોને તારે છે, એવા શક્તિવાન હોય છે. ॥ ૮ ॥

॥ एवं गुण गणाकिर्णो । ब्राह्मणो नर्मदा तटे ॥
॥ शिलोच्छ वृत्ति जीवीत्र । म्ववसन ब्राह्मणेः सह ॥९॥

એવા ગુણોથી યુક્ત એવો વિષ્ણુશર્મા નામનો બ્રાહ્મણ જેનો નિર્વાહ શિલોછવૃત્તિથી કરેલ છે, તે નર્મદાજીના ઉત્તર કિનારા ઉપર કેટલાએક બ્રાહ્મણો સાથે રહેતો હતો ॥ ૯ ॥

॥ तिर्थे तिर्थे प्रशंसन्ति । ब्राह्मणं विष्णुशर्मणः ॥
॥ तादृशं ब्राह्मणं ज्ञात्वं । देवदेवो महेश्वर ॥१०॥

અને ત્યાં જે કોઇ બ્રાહ્મણો આવે તે આવા સુંદર ગુણો તથા લક્ષણોથી યુક્ત વિષ્ણુશર્માની ખ્યાતિ બધે થયેલી જોઇને દેવોના પણ દેવ મહેશ્વર ભગવાન મહાદેવને પણ તેમને જોવાની ઇચ્છા થઇ. ॥ ૧૦ ॥

॥ भूत्वा द्विज बटुः श्रीमान् । आजगाम तदाश्रमम् ॥
॥ ददृशातं ब्राह्मणः सार्धं । उच्चरंतं पदक्रमम ॥११॥

એટલે પોતાના ઐશ્વર્યથી યુક્ત એવા મહાદેવે બ્રાહ્મણના બાળકનું રૂપ લઇ જ્યાં આ વિષ્ણુશર્મા રહે છે ત્યાં પોતે આવીને જુવે છે તો બ્રાહ્મણોની સાથે પદ ક્રમ જેની વિકૃતિઓ છે એવા વેદનો પાઠ કરતા જોયા અને પાસે જઇને.

॥ अभिवाद्य सतंविप्रा । स्वागतेनाभ्य पूजयन ॥
॥ मुहुर्तार्थे मुवाचाथ । ब्राह्मणस्त्व मिहागमनः ॥
॥ किमर्थं मे बटो ब्रूहि । किंकरोमि तवे प्सितम ॥१२॥

નમસ્કાર કર્યા એટલે પેલા બધા બ્રાહ્મણોએ સ્વાગત તથા શબ્દથી અભિવાદન કર્યું પછીથી જ્યારે પાઠ પુરો થયો એટલે અર્ધા મુહુર્ત જેટલો કાળ વિત્યા પછી વિષ્ણુશર્માએ બટુકને પુછ્યું કે હે બટુક તારે અહિં આવવાનું શું કારણ છે, તેમજ તારી શું ઇચ્છા છે તે તું મને કહે અથવા તારૂં જે કાંઇ કામ હોય તે મને તું જણાવ. તે હું કરૂં આ પ્રમાણે કહ્યું ત્યારે ॥ ૧૨ ॥

॥ श्री बटुक उवाच ॥ શ્રી બટુક રૂપી મહાદેવ કહેવા લાગ્યા કેઃ—

॥ विद्यार्थिन मनु प्राप्तं । विद्धिमां द्विज सत्तम ॥
॥ दास्यसे यद्दिमां विद्यां । ततः स्थास्यामिते गृहे ॥१३॥

હે દ્વિજ શ્રેષ્ટ હું આપની પાસે વિદ્યાર્થિ થઇને આવ્યો છું માટે જો આપ મને વિદ્યા ભણાવો તો હું આપના આશ્રમમાં રહિશ. આ પ્રમાણે બટુકે કહ્યું ત્યારે ॥ ૧૩ ॥

॥ ब्राह्मण उवाच ॥ વિષ્ણુશર્મા બ્રાહ્મણ કહેવા લાગ્યો કેઃ-

॥ सर्वेषामेव विप्राणां । बटोत्वं पात्र उत्तमः ॥
॥ दानानां परमं दानं । कथं विद्या न दीयते ॥१४॥

હે બટુક! બ્રાહ્મણોમાં બટુકને સૌથી શ્રેષ્ટ પાત્ર ગણવામાં આવેલું છે. તો એવું જે તું ઉત્તમ પાત્ર આજે મને બટુક રૂપી મળ્યું તો હું સર્વ દાનોમાં શ્રેષ્ટ એવું વિદ્યારૂપી દાન તને કેમ નહી આપું. પણ ॥ ૧૪ ॥

॥ गुरु शु श्रुषया विद्या । पुष्कलेन धनेनवा ॥
॥ अथवा विद्यया विद्या । भवतिनी फलप्रदा ॥१५॥

વિદ્યા હંમેશાં ત્રણ પ્રકારની હોય છે એક તો ગુરૂની સેવા કરવાથી બીજી પુષ્કળ ધન આપ્યાથી અને ત્રીજું અરસપરસ વિદ્યા આપવાથી જે વિદ્યા પ્રાપ્ત થાય છે તે વિદ્યા હંમેશાં ઉત્તરોતર ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ ફળને આપે છે આ પ્રમાણે વિષ્ણુશર્માએ કહ્યું ત્યારે ॥ ૧૫ ॥

॥ श्री बटुक उवाच ॥ શ્રી બટુક કહેવા લાગ્યા કેઃ—

॥ यथान्ये बालका स्त्वे । शुश्रुषंति ह्यहर्निशम् ॥
॥ भगवान वटुभि सार्धं । शु श्रूषामि तथा ध्रुवम् ॥१६॥

હે ભગવાન જેમ આ બધા બાળકો આપની હંમેશાં અહીં રહીને સેવા કરે છે તે પ્રમાણે હું પણ તેમની સાથે અહીં રહીને જરૂરથી આપની સેવા હંમેશાં કરીશ આ પ્રમાણે બટુકે કહ્યું ત્યારે ॥ ૧૬ ॥

॥ श्री मार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેયમુનિ કહેવા લાગ્યા કે-

॥ तथेति चोक्त्वा विप्रेन्द्रः । पठयंस्तं दिने दिने ॥
॥ वर्तते सह शिष्यैः स । शिलोंच्छानुपहारयन ॥१७॥

બ્રાહ્મણોમાં શ્રેષ્ટ એવા વિષ્ણુશર્માને આ પ્રમાણે સેવા ભાવથી રહીને તે બટુકે ભણવાની હા કહી એટલે દરરોજ તેને ભણાવવા લાગ્યા અને તે બટુક બધા બ્રાહ્મણોના બાળકોની સાથે હંમેશાં શિલોંચ્છવૃત્તિ કરવા જવા લાગ્યા ॥ ૧૭ ॥

॥ ततःकति पयाहोति , । प्रोक्तो बटुनिरिश्वरः ॥
॥ पचनाद्यं वटो कर्म । कुरु पययि मागतम ॥१८॥

આ પ્રમાણે કેટલાએક દિવસ વીત્યા એટલે સાક્ષાત ઈશ્વરરૂપી બટુકને પેલા બધા બટુકો કહે કે હે બટુક આજે અનુક્રમ રસોઇ કરવાનું કામ તારે માથે આવેલું છે, તો તું આજે તે બનાવજે ॥ ૧૮ ॥

॥ तथेति चोक्त्वा देवेश । तदाश्रम पदेस्थितः ॥
॥ अध्यापकश्च शिष्याश्च । यतं जग्मुर्यथातुरा ॥१९॥

આ પ્રમાણે કહ્યું એટલે ભગવાન મહાદેવને (ઘેર) આશ્રમમાં મુકી હમેશના રીવાજ પ્રમાણે ગુરૂ અને શિષ્યો શિલોંચ્છવૃત્તિ કરવા માટે વનમાં ગયા ॥ ૧૯ ॥

॥ वद्दु वनस्पतिर्ध्यात्वा । कामधेनु मथा ब्रवीत् ॥
॥ यावद्दा गच्छते विप्रो । वटुभिः सह मद्गिरं ॥२०॥

તેમના ગયા પછી શ્રી ભગવાન મહાદેવરૂપી બટુકે વનસ્પતિઓ તથા કામધેનુ ગાયનું સ્મરણ કર્યું, એટલે તેમને બોલાવીને કહેવા લાગ્યા કે વનમાં શિષ્યો સાથે ગુરૂજી ગયા છે (ઘેર) આશ્રમમાં આવે ॥ ૨૦ ॥

संसिद्धमन्नं मर्यादि कर्तव्यं नात्र ज्ञाश्रये ॥

ત્યાં સુધીમાં તારે મારી આજ્ઞાથી આ આશ્રમમાં રસોઇ તઈયાર કરી રાખવી આ પ્રમાણે કહીને

॥श्री मार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેયમુનિ કહેવા લાગ્યા કે:-

॥ एक मुक्त्वा सुतान्सर्वान । वटुरुपो महेश्वरः ॥
॥ तदानीमेव ते यत्र । तत्रयातोनु लीलया ॥२१॥

આ પ્રમાણે તમામને કહીને બટુકરૂપી શ્રી ભગવાન મહાદેવ તેજ વખતે ત્યાંથી પોતાની લીલા બતાવવા માટે જ્યાં ગુરૂ તથા શિષ્યો ગયા છે ત્યાં તેમની પાછળ પોતે ગયા. ॥ ૨૧ ॥

॥ धिक्कृतो बटुभिस्तैस्तः । ततो वै गुरु सन्धिौ ॥

એટલે પેલા બધા બટુકો તેમને ધિક્કારવા લાગ્યા અને પોતાના ગુરૂ વિષ્ણુશર્મા પાસે જઈને

॥ बटव उचुः ॥ બટુકો કહેવા લાગ્યા કેઃ-

॥ क्षुत्साम कंठा सर्वेस्म । इतोगत्वा स्वमाश्रमम् ॥

॥ त्वायसिध्धेनचान्नेन । तृप्तिं यास्याम चेयतः ॥२२॥

આપણે બધા ભૂખ્યા તરસ્યા થયેલા છીએ તે અહિંયાંથી ઘેર જઈને તૈયાર બનાવેલી રસોઈ જમીને શાંત અને તૃપ્ત થઈશું એવી અમે આશા રાખી હતી ॥ ૨૨ ॥

॥ तद्वृता चिति र सर्वं । त्वया गत्य कृतं हिनः ॥

॥ मिथ्या प्रतिज्ञा मूढेन । दुर नुष्टित मद्यते ॥२३॥

પણ તે બધા વિચારો તેં અહિં આવીને નાશ કર્યા અને અમારૂં તેં ઉલટું ખોટું કર્યું. તારા જેવા મિથ્યા પ્રતિજ્ઞ મૂઢ માણસ કોણ હોય જે આવું અસત્ય આચરણ કરે. આ પ્રમાણે કહ્યું એટલે ॥ ૨૩ ॥

॥ श्री वटुक उवाच ॥ શ્રી બટુક રૂપી મહાદેવ કહેવા લાગ્યા કેઃ—

॥ ईर्ष्याचाप्यलु नापंवा । भोजानार्थंद्विजर्षभाः ॥

॥ माकुरुध्वं यथान्यायं । सिध्धेऽन्नं गृहमेष्यथ ॥२४॥

હે બ્રહ્મણ બાળકો તમે બધા મારી ઉપર ભોજનને માટે ક્રોધ તેમજ ખોટી ઇર્ષ્યા ન કરો કારણ કે મેં તમારા કહેવા મુજબ મારા વારા પ્રમાણે આજે રસોઇ તૈયાર કરી છે માટે તમે બધા ઘેર ચાલો આ પ્રમાણે કહ્યું એટલે ॥૨૪॥

॥ बटवः उचुः ॥ બટુકો કહેવા લાગ્યા કેઃ—

॥ असिध्धे सिद्ध मस्मकं । यत्त्वया समुदाहृतं ॥

॥ गतैस्तत्रानृतं द्रष्ट्वा । बद्धवा क्षेप्यस्त्वमंमसि ॥२५॥

તેં રસોઈ તૈયાર કરી નથી અને તું અમને કહે છે કે મેં તૈયાર કરી છે તો ઘેર જઈ અને જો ત્યાં રસોઈ તૈયાર નહી જોવામાં આવે તો અમે તને જુઠા જાણી બાંધીને પાણીમાં ફેંકી દઈશું. આ પ્રમાણે કહ્યું એટલે ॥૨૫॥

॥ वटुरुवाच ॥. શ્રી ભગવાન મહાદેવ રૂપી બટુક કહેવા લાગ્યા કે:---

॥ श्रणुध्वंमो द्विजवराः सोपाध्यायाद्विजर्षभाः ॥
॥ प्रतिज्ञां मम दुर्धर्षां । यां श्रुत्वा विस्मयो भवेत ॥२६॥

હે દ્વિજ શ્રેષ્ઠો તમે બધા ગુરૂની સાથે હું અહીં એક પ્રતિજ્ઞા કરૂં છું તે તમે સાંભળો. કે જે પ્રતિજ્ઞા મારી ક્યાં પણ્થી ફરી શકે નહિ એવી કઠણ છે અને તમને સાંભળવા માત્રથી આશ્ચર્ય ઉત્પન્ન થશે એવી છે ॥ ૨૬ ॥

॥ यदि सत्य मिदं सर्वं । यदुक्तं भवतां मया ॥
॥ यूयं बध्वाततः सर्वे । क्षेप्तव्या नर्मदा जले ॥२७॥

માટે જો તમે મને કહ્યું કે તને અમે બાંધીને પાણીમાં નાખી દઈશું એ વાત સાચી હોય તો હું પણ તમને કહું છું કે મે જે કહ્યું તે જો સત્ય હોય તો હું તમને બધાને બાંધીને નર્મદાજીના પાણીમાં ફેંકી દઉં. ॥ ૨૭ ॥

॥ पश्चाच्च त्वमुपाध्याय । बद्धानां क्षीपतां ह्रदे ॥
॥ गतानामाश्रमे साक्षी । संजाते वासिनां द्विजः ॥२८॥

માટે હે ગુરૂ અમે બધા તમારી પાછળ અનુસરનાર હોવાથી આપણે આશ્રમમાં જઈશું તો અમારા બંને પક્ષના સાક્ષી તમે છો માટે આજે તમે આ બધાંને બાંધીને પાણીમાં નાખી દીધેલા દેખશો. આ પ્રમાણે કહ્યું ત્યારે ॥ ૨૮ ॥

॥ श्री मार्कंडेय उवाच ॥ श्री માર્કંડેયમુનિ કહેવા લાગ્યા કે:—

॥ तथेति कृत्वा ते सर्वे । समयं गुरू सन्निधौ ॥
॥ स्नात्वा जप्त्वा विधानेन । भूति ग्रामं ततो ययुः ॥२९॥

આ પ્રમાણે અરસપરસ ગુરૂની સાનિધ્યમાં પ્રતિજ્ઞા કરીને તે બધા વનમાંથી નર્મદાજીના કિનારા ઉપર આવી સ્નાન, સંધ્યા, પુંજા, જપ, વિગેરે કરી પોતાના નિવાસસ્થાન-રૂપ ભૂતિ ગ્રામમાં આવ્યા. ॥ ૨૯ ॥

॥ दृष्ट्वा ते विस्मयं जग्मु । विस्तृते भक्ष्य भोजने ॥
॥ षट् रसान्नेन ते राजन । जुहुवुः बुभुजुः पृथक् ॥३०॥

પોતાના આશ્રમમાં આવીને જેયું તો હે રાજન ષટરસ ભોજન તૈયાર બનાવીને ત્યાં પાથરેલાં હતાં તે જોઇને બધા આશ્ચર્ય પામી ગયા, પછીથી તેમણે નિત્ય નૈમિત્તિક વૈશ્વદેવાદિક, હોમ. વિગેરે કરીને બધા જમવા લાગ્યા ॥ ૩૦ ॥

॥ तुष्टः प्रोवाच वचनं । उपाध्यायस्ततो मुदा ॥

જમવાથી સંતુષ્ટ થયેલા ગુરૂ મહાન આનંદમાં આવી કહેવા લાગ્યા.

॥ श्री अध्यापक उवाच ॥ ગુરૂ બટુકને કહે છે કે:—

॥ वरदोऽस्मि वरंवत्स । श्रृणु यस्तच रोचते ॥
॥ सांगोपांगा स्तुते वेदाः । शास्त्राणि विविधानिच ॥३१॥

હે વત્સ હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે તને વરદાન આપું છું કે જે વરદાન તારી ઇચ્છા પરિપૂર્ણ કરે એવું છે. તો તને વેદો તથા ઉપવેદો અને અનેક પ્રકારનાં

શાસ્ત્રો બધા પ્રકારની તમામ વિદ્યા મારા વરદાનથી તને પ્રાપ્ત થાઓ. આ પ્રમાણે ગુરૂએ કહ્યું એટલે ॥ ૩૧ ॥

॥ श्री मार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કેઃ—

॥ एवमुक्तः सगुरूणा । तस्थिक्रीड यथासुखम ॥
॥ द्वितियेच ततः प्राप्ते । दिवसे नर्मदा जले ॥ ३२ ॥

કે આ પ્રમાણે ગુરૂની પાસેથી વરદાન પ્રાપ્ત કરી તે બધાઓની સાથે તે દીવસ આનંદમાં નિર્ગમન કર્યો પછીથી બીજે દીવસે સવાર થયું એટલે નર્મદાજીના કિનારા ઉપર સ્નાન કરવા માટે બધા ગયા.

॥ क्रीडनार्थं गताः सर्वे । सोपाध्याया युधिष्ठिर ॥
॥ ततः स्मृत्वा पणंतस्य । समाभाष्य परस्परम ॥३३॥

હે યુધિષ્ટિર નર્મદા જળમાં રમત કરવા માટે ગુરૂની સાથે બધા વિદ્યાર્થીઓ ઉતરેલા છે ત્યાં રમત કરતાં કરતાં અરસપરસ પેલા બટુકે ગઈ કાલની વાત કરી કે મેં કાલે જે તમારે માટે પ્રતિજ્ઞા કરેલી છે તેની બધાંને યાદ લાવીને ॥ ૩૩ ॥

॥ भारं बबंध सर्वेषां । बटुनां वल्हि दामभिः ॥
॥ शापानुग्रहदक्षे ह्यों । क्षिपत्तोये यथा गृहे ॥३४॥

વેલાની દોરડીઓ બનાવી બધા વિદ્યાર્થીઓનો તેનાથી ભારો બાંધી શાપાનુગ્રહ કરવાની શક્તિ છે જેનામાં એવા ભગવાન મહાદેવરૂપી બટુકે તે વિદ્યાર્થીઓના ભારાને પાણીમાં ફેંકી દીધો. જેમ કોઈ વસ્તુ ઘરમાં ફેંકી હોય તેમ નિઃશંક-પણાથી ફેંકી દીધો. ॥ ૩૪ ॥

॥ जले क्षिप्तान बटून दृष्ट्वा । विष्णोन ततो नृप ॥
॥ बटुः सगुरूणा प्रोक्तो । हा किंते साहसं कृतम् ॥३५॥

આ પ્રમાણે બધા બટુકોને પાણીમાં નાખીને નિશ્ચિંત થઇને ઉભેલા તે બટુકને જોઇને હે રાજા ! તે વિષ્ણુશર્મા ગુરૂએ મહાદેવરૂપી બટુકને કહ્યું કે હે બટુક આ તેં કેટલું સાહસ કર્મ કર્યું. વળી ॥ ૩૫ ॥

॥ एतेषां पितरो मूढ । शिष्याणां ग्रह मागताः ॥
॥ यदि इक्षंति ते पूत्रान । वक्ष्यामि क्व गतानिह ॥३६॥

હે મૂર્ખ આ બધા શિષ્યોના માતા પિતાઓ મારે ઘેર આવીને જોશે, તો હું એમને કયાંથી બતાવીશ. તેમજ પુછશે કે કયાં ગયા છે, તો હું શું કહીશ. ॥ ૩૬ ॥

॥ एवं सति महा महाभारे । यदि कश्चिन्मरिष्यति ॥
॥ तदा स्वकिय जीवेन । किं जीवयितु मर्हति ॥३७॥

અને એમ છતાં બહુજ ભારને લીધે કદાચ પાણીમાં કોઇ મરી જશે તો હું પણ મારા જીવનને હવે જીવવાની ઇચ્છા રાખતો નથી. કારણ કે, એવું નિંદિત જીવન જીવ્યાથી મને લાભ શું છે. ॥ ૩૭ ॥

॥ ब्रह्म हत्याश्च ते बह्वः । भविष्यति मृतेमयि ॥
॥ द्विज बंधन मात्रेण । नरके पतनं ध्रुवम् ॥३८॥

અને મારા મરી ગયા પછીથી તને બહુજ બ્રહ્મહત્યા-ઓનું પાપ લાગશે કારણકે બ્રાહ્મણને બાંધવા માત્રથી માણસ નર્કમાં નક્કી જાય છે તો આ તેં અનેક બ્રહ્મહત્યાઓ કરી છે. તો તેનાથી તું કયાં છુટીશ. ॥ ૩૮ ॥

॥ प्रापिते मरणावस्थां । तत्र न ज्ञायते गतिः ॥
॥ मनसापि द्विजे हिंसा । यश्चिन्तयति मूढधीः ॥ ३९ ॥

અને તું મરી જઈશ ત્યારે તારી શું ગતિ થશે તે કહી શકાય એમ નથી કારણ કે જે મુંઢ બુદ્ધિવાળો માણસ મનથી પણ જે બ્રાહ્મણને મારવાનો વિચાર કરે છે ॥૩૯॥

॥ तस्यापि ब्रह्महत्यास्यात् । किमुताधिक कारिणः ॥

તેને પણ બ્રહ્મહત્યા લાગે છે તો આતો તેં જાતે બ્રહ્મહત્યાઓ કરી છે આથી અધિક બીજું કયું પાપ હોઈ શકે આ પ્રમાણે ગુરૂએ કહ્યું ત્યારે

॥ श्रीमार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે

॥ एवमुक्तस्तु विप्रेण । उज्जहार वटुन जलात् ॥
॥ भारंमुक्त्वा गुरोरग्रे । छादयामास तान्द्विजान ॥४०॥

આ પ્રમાણે વિષ્ણુશર્મા બ્રાહ્મણે બટુકને કઠોર વચન કહ્યું એટલે શ્રીભગવાન મહાદેવે પાણીમાંથી પેલા વિદ્યાર્થિઓના ભારાને બહાર કાઢીને પોતાના ગુરૂ આગળ લાવી મુકયો. અને તે ભારાને પોતાના વસ્ત્રથી ઢાંકવા લાગ્યા. ॥૪૦॥

॥ स्ववस्त्रेण नृप श्रेष्ठ । तस्थौ प्रांजलि रग्रतः ॥

હાથ જોડીને હે રાજન્ પોતાના ગુરૂની આગળ ઉભા રહ્યા

॥ मुंच सर्वान पृथक्कृत्वा । यदि जीवति सत्वरम ॥
॥ पणानृण्य गतास्सर्वे । हष्टस्वांते च वै बटो ॥४१॥

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે હે બટુક આ બધા પોતાની પ્રતિજ્ઞા પાળવાને માટે મરવા તૈયાર થયેલા એવા તેમને હવે

તું છોડ અને બધાને છુટા પાડીને મુક કારણ કે કદાચ કોઇ, એમાંથી જીવી જાય તો સારૂ માટે તું ઉતાવળ કર. ॥૪૧॥

॥ उपाध्याय वचः श्रुत्वा । यावद्भाराद् विमुंचति ॥
॥ भारस्थाने महालिंगं । तावदुच्छ्रिते मैश्वरम् ॥४२॥

એવું જ્યાં ગુરૂએ કહ્યું ત્યારે પેલા બટુકે વિદ્યાર્થિ-ઓના ભારાને જ્યાં છોડયો તો જ્યાં ભારો મુકેલો હતો તે ઠેકાણે ઈશ્વરનું શ્રીભગવાન મહાદેવનું મહાન લીંગ પૃથ્વિને ભેદીને નીકળેલું દીઠું. ॥૪૨॥

॥ ददर्शसमृतांताश्च । जिवितान पुरतो गुरूः ॥
॥ स्वरूप धारिणं शंभुं । सायुधं सविभूषणम् ॥४३॥

અને મરણ પામેલા એવા પેલા વિદ્યાર્થીઓ બધા જીવતા થયેલા જોયા. એટલે પોતાની (આગળ) સામે સર્વ જગતનું કલ્યાણ કરનાર એવા જેણે પોતાનાં આયુધ તથા વાહન, અને આ ભૂષણ ધારણ કરેલાં છે. એવા પોતાના મુળસ્વરૂપી ભગવાન શ્રી મહાદેવને જોયા. ॥૪૩॥

॥ ततः सविस्मयाविप्रो । वीक्ष्य सर्वांश्च शिष्यकान ॥
॥ विष्णुशर्मा समुत्थाय । प्रणाममकरोद्भूवि ॥४४॥

તે વખતે વિષ્ણુશર્મા એકદમ આશ્ચર્ય સાથે પોતાના બધા શિષ્યોને જીવતા થયેલા જોઇને શ્રીભગવાન મહાદેવનું સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ જોયું એટલે ઉભા થઇ પૃથ્વી ઉપર પડીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ॥૪૪॥

॥ श्री विष्णुशर्मोवाच ॥ પછી વિષ્ણુશર્મા કહેવા લાગ્યા.

॥ धन्योऽस्मि कृत पुण्योऽस्मि । किं करोमि तवेश्वर ॥
॥ अज्ञानेन मया तेद्य । यदुक्तं परमेश्वर ॥४५॥

કે હે ઈશ્વર મેં કેટલાંએક પૂર્વે પુન્ય કર્યાં હશે ધન્ય છે કે મને આજે આપના કલ્યાણમય સ્વરૂપનાં દર્શન થયાં, માટે હે પ્રભુ આપને માટે હું શું કરૂં કે આજે મેં આપને અનેક કઠોર શબ્દો કહ્યા છે, તે અજ્ઞાનથીજ કહેલા છે. ॥૪૫॥

॥ दुरूक्तंम प्रियं वापि । कृतं तत्क्षंतु मर्हसि ॥

તો મારાથી આપની પાસે જે કંઈ ખોટું ખરૂં થયું હોય તેની મને આપ ક્ષમા આપજો. આ પ્રમાણે વિષ્ણુશર્માએ કહ્યું ત્યારે

॥ श्री महेश्वर उवाच ॥ શ્રી મહાદેવ કહેવા લાગ્યા.

॥ भवान गुरू र्भवान द्देवो । भवान्पूज्यश्च मे पिता ॥
॥ वेद्गर्भ नमस्तेऽस्तु । नास्ति कश्चिद्व्यतिक्रमः ॥४६॥

કે આપ મારા ગુરૂ છો તેથી પિતાતુલ્ય તેમજ દેવ તુલ્ય છો, કારણ કે આપનું શરીર વેદમય છે એવા આપને હું નમસ્કાર કરૂં છું કે આમાં કંઈજ મને ઉલટું લાગે એવું આપે કર્યું નથી, કારણ કે આપણા

॥ जनिता चोपनेताच । यश्च विद्यां प्रयच्छति ॥
॥ अन्नदाता भयत्राता । पंचैते पितरः स्मृताः ॥४७॥

શાસ્ત્રમાં જન્મ આપનાર, ઉપનયન આપનાર, વિદ્યા આપનાર, અન્ન આપનાર, અને ભયથી રક્ષણ કરનાર, આ પાંચ જણને પિતા કહેવામાં આવ્યા છે માટે આપનો કોઈ અપરાધ એવો થએલો નથી કે જેની હું ક્ષમા આપું. ॥૪૭॥

॥ यत्रमे विहितो भारः । सद्दाध्यायि द्विजन्मनां ॥
॥ भारभूतिरिति ख्यातं । तेन तिर्थं भविष्यति ॥४८॥

પરંતુ જ્યાં મેં આ મારા સહાધ્યાયી વિદ્યાર્થીઓને ભારો મુકયો હતો. તે જગ્યા ઉપર આપને મારાં દર્શન થયાં છે આ તિર્થનું નામ આજથી ભારભૂતિ નામનું અહિ નર્મદાજીના ઉત્તર કિનારા ઉપર પ્રખ્યાત થશે. ॥૪૮॥

॥ भारभूतिश्वरं नाम्ना । योमामर्चयिष्यति ॥
॥ लिंगेऽस्मिन्ब्राह्मण श्रेष्ठ । भूक्ति मुक्ति स लप्स्यते॥४९॥

અને એ ભારભૂતિ તિર્થમાં આવીને જે માણસ ભારભૂતિશ્વરના નામથી અમારા લિંગની શ્રદ્ધા, ભકિતથી પુજા કરશે તો તે મનુષ્યને હે બ્રાહ્મણશ્રેષ્ઠ લાભ અને મોક્ષ બંને પ્રાપ્ત થશે ॥૪૯॥

॥ एवमुक्त्वा तदापार्थं । विष्णुशर्माणं मिश्वरः ॥
॥ तिर्थे समापृच्छयात्मानं । द्विजानंतर्दधे स्वयम ॥५०॥

આ પ્રમાણે કહીને વિષ્ણુશર્મા તથા બ્રાહ્મણોને કહીને હે પાર્થ શ્રી ભગવાન મહાદેવને તિર્થમાં પોતાના મુળ સ્વરૂપ સાથી લીંગમાં અંતર્ધ્યાન થઈ ગયા. ॥૫૦॥

॥ श्री मार्कंडेय उवाच ॥ ત્યારે માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે

॥ तदा प्रभृति तत्तिर्थं । भारभूतिश्वरं मतम् ॥
॥ विख्यातं सर्व लोकेषु । महा पातक नाशनम् ॥५१॥

ત્યારથી એ તીર્થ ભારભૂતિશ્વરના નામથી સર્વ લોકમાં પ્રખ્યાત થયું કે જે તિર્થનું સેવન કરવાથી ગમે તેવાં મહાન પાપો હોય તો તે પણ નાશ પામે છે. ॥૫૧॥

॥ ब्राह्मणा विस्मिताः सर्वे । विष्णुशर्मा पुरोगमाः ॥
॥ पुजयां चक्रिरे देवं । तत्र तिर्थे युधिष्ठिर ॥५२॥

આ બધી શ્રી ભગવાન મહાદેવની લીલા જોઈ અને તેમના મુખારવીંદથી તીર્થનું માહાત્મ્ય વિષ્ણુશર્મા ને આદિ લઇ બધા બ્રાહ્મણો સાંભળીને આશ્ચર્ય પામ્યા. પછીથી તેમણે તે તિર્થમાંહે યુધિષ્ઠિર સ્નાન કરી દેવાધિદેવ શ્રીભારભૂતિશ્વરનું પૂજન કર્યું. ॥૫૨॥

॥ तत्र तिर्थे पुनर्वृत्तामितिहासं पुरातनम् ॥
॥ समा हि तमना पार्थ । शृणु तत्पाप नाशनम् ॥५३॥

હવે હે પાર્થ આ તિર્થમાં બીજો એક પુરાતન ઇતિહાસ બનેલો છે તે હું તને કહું છું કે તે તું સાવધાન ચિત્તથી સભળ કે જેના સાંભળવા માત્રથી પ્રાણી માત્રના પાપનો નાશ થાય છે. ॥૫૩॥

॥ पुरा कृतयुगस्यादौ । वैश्यः कश्चिन्महाधनः ॥
॥ सुकेश इति विख्यातो । तस्य पुत्रोऽति कश्चिन्महाधनः॥५४

પહેલાં સત્યયુગની આદીમાં કોઈ એક સુકેશ નામનો મહા ધનવાન વાણીઓ હતો તેને એક મહાન ધાર્મિક પુત્ર હતો. ॥૫૪॥

॥ सोमशर्मा इतिख्याती । दाता मति मतांवरः ॥
॥ ससरवायं वणिकपुत्रं कंचित चक्रे तु निर्धनम् ॥५५॥

તેનું નામ સોમશર્મા એવું હતું, તે દાન આપનાર તેમજ બુદ્ધિવાન હતો. તેણે કોઇ એક ગરીબ વાણીઆના પુત્રની સાથે (ભાઇબંધી) મિત્રાચારી કરી હતી. ॥૫૫॥

॥ सहदेवा ह्यय राजन । सर्व कर्मसु कोविदं ॥
॥ एक दातु समं तेन । व्यवहार मचिंमयत ॥५६॥

કે રાજા તેનું નામ સહદેવ એવું હતું. અને તેનામાં સર્વ જાતની કળાકૌશલ્યતા હતી, એટલે એક દીવસના સમાયેગે સોમશર્મા પોતાના મિત્ર સહદેવની સાથે વેપાર રોજગારની વાતચીત કરવા બેઠા હતા. ॥૫૬॥

॥ वैश्य उवाच ॥ તેમાં સોમશર્મા સહદેવને કહેવા લાગ્યા કે

॥ सरवे समुद्र यानेन । गच्छावो यदि मन्यसे ॥
॥ भांडं बहु समादायः । मदीय द्रव्य साधने ॥ ૫૭॥

હે મિત્ર તારૂં મન જો માનતું હોય તો આપણે વહાણમાં અનેક દ્રવ્ય ઉપર્જન કરવાની વસ્તુઓ ભરીને પરદેશ વ્યાપાર કરવા જઈએ, ॥૫૭॥

॥ पर द्विपं गमिष्याव । उत्कर्षश्चावयोः समः ॥
॥ तथेति तेन चैवोक्तं । मंत्रयित्वा मनोगत ॥૫૮॥

અને ત્યાં જે વ્યાપારમાંથી નફો મળશે. તેમાં તારો તથા મારો સરખો ભાગ છે આ પ્રમાણે બંનેઉ મિત્રોએ પરસ્પર વિચાર કરી મનની વાત જે હતી તે કહી દીધી.॥૫૮

॥ सर्वे क्रयाणकं निन्वा । तावा रूढौ महोदधिं ॥
॥ परं द्विपं तयोर्गत्वा । विक्रिते वसुतत्तदा ॥૫૯॥

અને વ્યાપાર કરવાની તમામ વસ્તુઓ ભરી વહાણુ સમુદ્રમાં ચાલતું કર્યું. કેટલાએક દિવસે બીજા દેશમાં તેઓ પહોંચ્યા, ત્યાં વ્યાપાર કરવા લાગ્યા. ॥૫૯॥

॥ प्राप्तं बहु सुवर्णं वै । रत्नानि विविधानिच ॥
॥ नावं तां सभृतां कृत्वा तोपश्चादारूरोहतु ॥૬૦॥

વ્યાપારમાં મળેલા ધનથી સોનું તથા અનેક જાતનાં

રત્નો હીરા, માણેક, મોતી વીગેરે લઇ વહાણમાં ભરી દીધાં પછીથી બંનેઉ મિત્રો પોતાના દેશમાં પાછા આવવા માટે વહાણમાં બેઠા.

॥ नावमंतर्जले ज्ञात्वा । निशिथे स्वर्ण संभृतां ॥
॥ द्रष्टवा तं सोम शर्मणिं । उत्संगे कृत मस्तके ॥६१॥

મધ્યરાત્રિનો સમય થએલો છે પોતાના ખોળામાં માથું મુકીને સુતેલો સોમશર્માને જોઇ, વહાણ મધ્ય દરિઆમાં આવેલું છે એટલે આ સહદેવ વીચાર કરવા લાગ્યો કે—

॥ अस्याधीन मिदं सर्वं । द्रव्यजात मशेषतः ॥
॥ उत्कर्षार्धं चमे दद्यात । तत्र गत्वेति वानवा ॥६२॥

આ વહાણમાંનું ધન બધું તેમજ અમારા પંત્યાળો નફો પણ એના કબજામાં છે તો ઘેર જઇ પછીથી એ મને મારો ભાગ આપે કે ન આપે તો મારે શું કરવું. ॥૬૨॥

॥ इति निश्चित्य मनसा । पापस्तं लवणोदधौ ॥
॥ चिक्षेप सोमशर्माणं । ध्यात्वा पाप हि चेतसा ॥६३॥

એવો મનમાં નિશ્ચય કરી, તે પાપી, એવા સહદેવે, મનમાં પાપ લાવી પોતાના ભાઇબંધ સોમશર્માને ઉંઘતો જાણી ઉંચકીને સમુદ્રમાં નાખી દીધો. ॥૬૩॥

॥ उत्त्तिर्णस्तरणात्तस्मात् । ततः संगृह्य तद्धनम् ॥
॥ स्वस्थः स्वगृहमागात्स । निःशंकः सुप्रतीकवत॥६४॥

પછી જાણે મેં કંઇપણ પાપ કર્યું નથી એમ નિઃશંક પણે સ્વસ્થચિત્તે વહાણમાંનું ભરેલું જે ધન હતું તે બધું લઇને પોતાને ઘેર આવ્યો. ॥૬૪॥

॥ ततः कतिपयाहोभि : संयुक्तो काल धर्मतः ॥
॥ गतो यमपुरं घोरं । गृहितो यमकिंकरैः ॥६५॥

એમ કરતાં કેટલાક દીવસે તે વાણીઓ મરણ પામ્યો એટલે પોતાના પાપકર્મ વડે કરીને તેને યમરાજના દુતો પકડીને ઘોર એવા જમપૂરમાં લઈ ગયા. ॥૬૫॥

॥ सनीतस्तेन मार्गेण । यत्र संतपते रविः ॥
॥ कृत्वा द्वादशधात्मानं । संप्राप्ते प्रलये यथा ॥६६॥

ત્યાં એ વાણીઆને એવા માર્ગમાં થઈને લઈ જવામાં આવ્યો કે જ્યાં શ્રીભગવાન સૂર્યનારાયણ જગતના પ્રલય સમયે, જેમ પોતાના બાર સ્વરૂપથી તપે છે, તે પ્રમાણે તે માર્ગમાં પણ તપેલા હતા. વળી ॥ ૬૬ ॥

॥ सुतप्ता बालुका यत्र । क्षुधा तृष्णो तमो महत् ॥
॥ यत्र तोय कथा नास्ति । न छाया नाश्रयं क्वचित् ॥६७॥

વળી જે માર્ગમાં રેતી પાથરેલી તે પણ ખુબ તપેલી છે, તેમજ ભૂખ, તરસ, અંધારૂં પણ બહુજ છે, એવા ઉપર નીચેના તાપથી ત્યાં થઈને જનાર માણસને માટે છાયા પણ નથી, તેમજ કોઈ જાતનું બીજું વિશ્રાંતિ લેવાનું સ્થાન નથી તો ત્યાં પાણીની તો વાતજ શી કરવી—વળી ॥ ૬૭ ॥

॥ सुतिक्ष्णा कंटकायत्र । यत्र श्वानाःसु दारूणाः ॥
॥ तिक्ष्ण दंष्ट्रा महा व्यालाः । व्याघ्रा यत्र महावृकाः ॥६८॥

જે માર્ગમાં અણીદાર ભાલા જેવા કાંટા તથા મોટી દાઢોવાળા કુતરાઓ તેમજ ભયંકર સાપો અને વાઘ, વિગેરે હતાં. ॥ ૬૮ ॥

॥ अन्नोदकं प्रार्थयता । ज्वलदंगार भक्षणम् ॥

॥ छाया: प्रार्थयितामाना । भृशं तपति भास्करः ॥६९॥

એવા મહાન કઠણ માર્ગમાં થઇને જતાં રસ્તામાં ભુખ, તરસ, લાગે છે ત્યારે તે પ્રાણીને બળતા અંગારા ખાવા માટે આપવામાં આવે છે, તેમજ સુર્યનારાયણના પણ તે જીવ અત્યંત તાપને લીધે અનેક પ્રકારની છાયાને માટે પ્રાર્થના કરે છે. ॥૬૯॥

॥ निर्दह्यमाना बहुशो । विलपंति मुहुर्मुहूः ॥

॥ हाभ्रातः पुत्रमातेति । पतंति पथि मूर्छिताः ॥७०॥

આ પ્રમાણે અનેક પ્રકારના દુ:ખોથી બળી રહેલા તે જીવો વારંવાર હે ભાઇ, હે બાપ, હે મા એમ બોલીનેરડે છે અને રસ્તામાં અંધારાં આવવાથી ઉભાથી નીચે પડે છે. ॥૭૦॥

॥ इत्थं भूते तथा मार्गे । स्मनीतो यमकिंकरैः ॥

॥ यत्र तिष्ठति देवेशः । प्राणि संयमनो यम ॥७१॥

આવા માર્ગમાં થઇને પેલા વાણીઆ, સહદેવને યમરાજાના દુતોએ જ્યાં દેવરાજ પ્રાણીમાત્રના શુભાશુભ કર્મના ફળને આપનાર એવા યમરાજા બેઠેલા છે. ત્યાં યમપુરીમાં લઇ ગયા ॥૭૧॥

॥ ते द्वारदेशे संस्थाप्य । निनदुर्यमकिंकराः ॥

તેને યમરાજાની સભાના દ્વાર ઉપર બહાર ઉભો રાખી અંદર જઇ નોકરો કહેવા લાગ્યા

॥ दुत उचुः ॥ દુતો યમરાજાને કહે છે કે:—

॥ बध्वा शृंखल पाशेन । आनितो मित्रघातकः ॥

॥ स्थापितो द्वारि लोकेश । विधत्स्व यदनंतरम् ॥७२॥

કે હે મહારાજ અમે આપના હુકમથી પેલા મિત્ર-હત્યા કરનાર વાણીઆને બેડી પાશ વિગેરેથી બાંધીને લાવ્યા છીએ અને તેને બહાર બેસાડેલો છે તો તેને હવે આપ હુકમ કરો તે પ્રમાણે શિક્ષા કરીએ ત્યારે ॥ ૭૨ ॥

॥ यम उवाच ॥ યમરાજા કહેવા લાગ્યા કે:—

॥ नैवं पूर्वं विक्षितंमे । मुखं विश्वस्त घातिनाम् ॥
योमित्र द्रोहकः पापो । मानवो मा प्रवेश्यतां ।७३॥

હે દુતો મેં આજ દીન સુધીમાં કોઇપણ દિવસ વિશ્વાસઘાતીનું મુખ જોયું નથી. તો જેણે વિશ્વાસઘાત તેમજ તેમજ મિત્રદ્રોહ કર્યો છે, એવા એ પાપી વાણીયાને અહીયાં મારી પાસે લાવતાજ નહિ. ॥૭૩॥

॥ ऋषयोऽत्र विचारार्थे । नियुक्ता निपुणाः स्थिता ॥
॥ ते यत्र ब्रूवते तत्र । नियतां मा विचार्यतां ॥७४॥

પરંતુ અહીં આપણી પાસે એવા પાપીઓના પાપની સજાનો નિર્ણય કરવા માટે ડાહ્યા અને વિદ્વાન એવા ઋષિઓ સભામાં બેસાડવામાં આવે છે તેમને જઇને પુછો ને તે જે નિર્ણય આપે એને માટે તે પ્રમાણે એને શિક્ષા કરો, જાઓ વિચાર ન કરો. ॥ ૭૪ ॥

॥ इत्युक्तास्ते तमादाय । किंकराः शीघ्रगामिनः ॥
॥ ऋषीन् गत्वा तानूचु । स्तं निवेद्य यमाज्ञया ॥७५॥

આ પ્રમાણે યમરાજાની આજ્ઞા લઇ નીકળેલા તે દુતો ઉતાવળા ઉતાવળા તે મુનિઓ પાસે પેલા પાપી વાણીઆને લઇને આવ્યા ને કહેવા લાગ્યા. ॥ ૭૫ ॥

॥ शृणुध्वं भो ऋषि श्रेष्ठाः । पापिना तेन यत्कृतम् ॥
॥ मित्रो वैश्यस्तु वाणिज्ञा । संसुप्तो निशि घातितः ॥७६॥

હે શ્રેષ્ટ મુનિઓ આ પાપીએ શું પાપ કર્યું છે તે અમે તમને કહીએ છીએ તે આપ સાંભળો, કે આ વાણીઆએ વિશ્વાસથી પોતાનો મિત્ર રાત્રે ઉંઘતો હતો તેને મારી નાખ્યો છે ॥ ૭૬ ॥

॥ धन लोभेन विश्वस्तः । कृतोत्संग शिरा सुचिः ॥
॥ आदिश्यतां गतिस्तस्य । यथा शास्त्रं द्विजोद्विजाः ॥७७॥

કારણ કે ધનના લોભથી, પવિત્ર હૃદયથી, પોતાના ખોળામાં માથું મુકીને ઉંઘતો હતો તેને એણે માર્યો છે. માટે હવે એ મિત્રદ્રોહી તથા વિશ્વાસઘાતીને માટે જે શાસ્ત્રમાં ગતિ કહી હોય તે આપ વિચાર કરીને અમને કહો. ત્યારે ॥ ૭૭ ॥

॥ ऋषय उचुः મુનિઓ કહેવા લાગ્યા કેઃ—

॥ अदृष्ट पूर्व मस्माकं । मुखं विश्वस्त घातिनां ॥
॥ मित्र द्रोह कृतां दुताः । कृतघ्नानां विशेषतः ॥७८॥

હે દુતો આજ દીન સુધીમાં કાઇ દીવસ અમે ઘણું કરીને વિશ્વાસઘાતિ તથા મિત્રદ્રોહી અને કૃતઘ્ની માણસનું મુખ જોયું નથી. ॥ ૭૮ ॥

॥ कृत्वा पद्रांतरैहीनं । शृण्वंत्वस्य यथागतिः ॥

માટે એને અહીંથી છેટો રાખો પછીથી અમે તમને એની જે ગતિ થતી હશે તે કહીએ છીએ તે તમે સાંભળો.

॥ श्री मार्कंडेय उवाच ॥ ત્યારે શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે—

॥ अन्वेषितानि शास्त्राणि । वेदाः सांगाःस्मृतिस्तथा ॥
॥ पुराणानिच मीमांसा । सर्वशश्च विचारिता ॥७९॥

તે મુનિઓએ પછીથી પેલા પાપીને તેના કરેલા પાપનો નીર્ણય આપવા માટે છ શાસ્ત્ર, ચાર વેદ, છ વેદના અંગો, અઢાર સ્મૃતિઓ, અષ્ટાદશ પુરાણો તેમજ પૂર્વોત્તર મીમાંસા વીગેરે ધર્મશાસ્ત્રના ગ્રંથો બધા જોઈ વારંવાર વીચાર કર્યા. ॥ ૭૯ ॥

॥ ब्रह्मघ्नेच सुरापेच । स्तेये गुर्वंगनागमे ॥
॥ निकृतिर्विहिता शास्त्रे । कृतघ्ने नास्ति निष्कृतिः ॥८०॥

છતાં તેમાં બ્રહ્મહત્યા કરનાર, દારૂ પીનાર, ચોરી કરનાર અને પોતાના ગુરૂની સ્ત્રીનું ગમન કરનાર એને માટે શું શિક્ષા કરવી તેનો નિર્ણય લખેલો જોવામા આવ્યો પણ કૃતઘ્નીનો નિર્ણય શું કરવો તે કંઇ લખેલું જોવામાં આવ્યું નહિ. વળી ॥ ૮૦ ॥

सर्व पाप रतानांच । दुर्वत्ताभक्ष भक्षिणां ॥
काप्युक्ता निष्कृतिः शास्त्रे । ननु विश्वस्त घातिनाम् ॥८१॥

ગમે તેવાં નાનાં મોટાં પાપો તથા અભક્ષ્ય ભક્ષણ દુરાચાર વીગેરેના નીર્ણયો શાસ્ત્રમાં લખવામાં આવ્યા છે પણ વિશ્વાસઘાતીને માટે શું કરવું તે લખ્યું કેમ નથી. ॥ ૮૧ ॥

मित्र द्रोग्धा कृतघ्नश्च । यश्च विश्वास घातकः ॥
त्रयस्ते नरकं यान्ति । यावच्चंद्र दिवाकरौ ॥८२॥

પણ મીત્રદ્રોહી, પોતાની ઉપર ઉપકાર કરનારનો અપકાર કરનાર, કૃતઘ્ની તથા વિશ્વાસઘાતી આ ત્રણે જ્યાં સુધી ચંદ્ર સૂર્ય છે ત્યાં સુધી નર્કના અધિકારી છે. ॥ ૮૨ ॥

**वापि कूप तडागादि । भेत्तारो येच मानवाः ॥**

**उद्यान बाटिकादिनां । तरूणां छेद कारकाः ॥८३॥**

તેમજ વાવ કુવા તળાવને તોડી નાખનાર, તેમજ વાડી બગીચાના ઝાડોને ઉખેડી નાખનાર, અથવા કાપી નાખનાર હોય, વળી ॥ ૮૩ ॥

**दावाग्नि दाहकायेच । सततं प्राणि हिंसकाः ॥**

**न्यासापहारिणो येच । गरदाः स्वामिवंचकाः ॥८४॥**

વનમાં અગ્નિ મુકનાર, હંમેશાં પ્રાણીઓને મારનાર, આપેલું પાછું લઈ લેનાર, તેમજ પોતાના માલીકને ઠગનાર, અને બીજાને ઝેર આપનાર, વળી ॥ ૮૪ ॥

**मातृपितृ गुरूणांच । त्यागिनो दोष दायिन**

**बालघ्नीच पतिघ्नीच । गर्भघ्नी कुलटाचया ॥८५॥**

માતા પિતા ગુરૂ વિગેરેનો ત્યાગ કરનાર, તેમજ તેમને દોષ આપનાર હોય. વળી સ્ત્રી થઈને જેણે બાળહત્યા કરી હોય, પતિને માર્યો હોય, ગર્ભપાત કર્યો હોય, કે વેશ્યા થઈને ફરતી હોય. અથવા તો ॥ ૮૫ ॥

**विवेक रहिता या स्त्री । या स्नात्वा न पतिं व्रजेत ॥**

**सिद्धान्नंवा स्वयं भुंक्ते । त्यक्त्वा देवान पितृन पतिं ॥८६॥**

વિવેક વિનાની અર્થાત મર્યાદા રહીત જે સ્ત્રી હોય તથા રજસ્વલા થઈને ચોથે દિવસે સ્નાન કરીને જે પોતાના પતિ પાસે ન જતી હોય વળી રસોઈ બનાવી દેવોને નૈવેદ્ય ધરાવ્યા વિના તેમજ પિતૃઓને ગ્રાસ આપ્યા વિના અને પતિને જમાડયા વિના હંમેશાં પોતે પહેલી જમી લેતી હોય તો ॥૮૬॥

एतेषांतुगति र्द्दृष्टा । नतु विश्वस्त घातिनाम ॥
इति स्थितेषु पापेषु । गतिरेवं विधियते ॥८७॥

એવી સ્ત્રીઓના પાપને માટે શાસ્ત્રમાં નિર્ણય લખેલો છે પણ વિશ્વાસઘાતિને માટે તો ઉપર કહી ગયા તેજ નિર્ણય શાસ્ત્રમાં કરવામાં આવેલો છે. ॥ ૮૭ ॥

नान्यागति र्मित्रहणे । विश्वस्तेऽपिहि निश्चितं ॥

કારણ કે વિશ્વાસઘાતિ હોય તેમજ મિત્રદ્રોહી હોય એ બંનેની એકજ સ્થિતિ હોય છે.

ऋषय उचुः ॥ એટલે આવા પ્રકારના ધર્મશાસ્ત્રના અનેક નિર્ણયો અનેક પાપોને માટે વિચાર કરી મુનિ લોકો યમરાજાના દુતોને કહેવા લાગ્યા કેઃ —

यमदुता इतोगत्वा । पनं विश्वस्त घातिनम् ॥
कल्पकोटि शतं स्वाग्ये । पर्यायेण पृथक् पृथक् ॥८८॥

હે યમદુતો તમે આ વિશ્વાસઘાતિ મહાપાપી વાણીઆને અનુક્રમે જુદા જુદા નરકોમાં કરોડો કલ્પો, તેમજ કરોડો વર્ષ સુધી અહીંથી જઇને એના કરેલા પાપની શીક્ષાને માટે એને અનુક્રમે ભોગવાવો આ પ્રમાણે પેલા મુનિઓએ કહ્યું ॥૮૮॥

ત્યારે श्री मार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેય મુનિ કહે છે કેઃ -

त्रिंशत् कोटि प्रसंख्येषु । नरकेषु स्वकर्मतः ॥
क्षिप्यतामेष मित्रघ्नो । न विचारोऽत्र कश्चन ॥८९॥

આ મિત્ર હત્યા કરનાર વાણીઆને (૩૦) ત્રીસ કરોડ નર્કકુંડો અનુક્રમે ભોગવવા માટે લઇ જાઓ અને તેમાં એને નાખો. ત્યારે ॥ ૮૯ ॥

श्री मार्कंडेय उवाच ॥ માર્કંડેય મુનિ કહે છે કેઃ-

इति ते वचनं श्रुत्वा । किंकरा ऋषि भाषितम् ॥
निगृह्य नरकान घोरान् । प्रतिक्षेप्तुं गताहिते ॥९०॥

આ પ્રમાણે મુનિઓનું વચન સાંભળીને તે યમનાદુતો તેને ઘોર નરકમાં નાખવા માટે લઈ ગયા ॥ ૯૦ ॥

ते तत्राद्यौहि नरके । घोरे रौरव संज्ञिते ॥
चिक्षिप स्तत्र पापिष्टं । क्षिप्ते रावो भवन्महान् ॥९१॥

તેમાં પહેલો રૌરવ નામના ઘોર નર્કમાં તેને જ્યાં નાખવામાં આવ્યો ત્યારે તે નર્કમાં રહેનાર પ્રાણીઓનો મહાન ભયંકર ભીષણવાળો હાહાકાર શબ્દ થયો ॥ ૯૧ ॥

प्राणिनां नरकस्थानां । मेन मुंचन्तु भाषितां ॥
अस्य सदर्शनादेव । पीडा शतगुणाहिनः ॥९२॥

અને તેઓ નર્કના જીવો યમદુતોને કહેવા લાગ્યા કે હે દુતો એને અમારા રહેવાના નર્કમાં ન નાખો કારણકે એને તમે જ્યારથી અહીં લાવ્યા અને એનાં દર્શન અમને થયાં ત્યારથી અમારા શરીરમાં સોગણી પીડા વધી ગઇ છે અને ॥૯૨ ॥

यथो ल्युकेः प्रदिप्तेश्च । समृध्यै देहातामिह ॥
यावत्सं दर्शनादस्य । तुंडस्यैव फलं महत ॥९३॥

અમને જેમ બળતા અગ્નિની જવાળાઓ પેઠે અમારા શરીરને એ બાળી મુકે છે આ બધું દુ:ખ જ્યારથી એનું મુખ અમે જોયું છે. ત્યારથી અમને પ્રાપ્ત થયું છે એ એના મુખ જોવાનું ફળ છે. ॥ ૯૩ ॥

॥ यथा कुजन संगस्या । सुजनो याति दुर्गति ॥
॥ संनिधानं तथा स्माकं । क्षते क्षारा वसेचनम् ॥९४॥

જેમ દુર્જનની સંગતિથી સજ્જન પણ દુર્જન બને છે તે પ્રમાણે આ મહાન પાપીની સંગતિથી અમારે પણ ઘણુંજ દુઃખ ભોગવવું પડશે જેમ કોઈ જગ્યાએ વાગેલું હોય ને તેમાં ક્ષાર પડવાથી વિશેષ દુઃખ થાય છે તેમ આ અમને એ પાપથી દુઃખ થશે. ॥ ૯૪ ॥

॥ प्रसादः क्रियता माशु । पापोऽन्यत्राति वर्त्यताम् ॥
॥ नरकाः संति बहवः । कथमेकोऽस्ति रौरवः ॥९५॥

માટે અમારી ઉપર દયા કરીને, આ પાપીને બીજા કોઈ નર્કમાં લઈ જાઓ, ઉતાવળ કરો કારણકે ક્યાં આ એકજ રૌરવ નર્ક એકલો થોડો છે, અહીં જમપુરીમાં ક્યાં નર્કની ખોટ છે બીજા ઘણા નરકો છે તો એને તેમાં લઈ જઈને નાખો. ॥૯૫॥

॥ एवमुक्तास्त तस्तैस्ते । गताश्चैवा शुचिं प्रति ॥
॥ तत्रापि नारकाः सर्वे । पूर्ववत्ते विचुकुशुः ॥९६॥

આ પ્રમાણે યમદુતોને રૌરવ નર્કમાં રહેનારા જીવોએ કહ્યું એટલે તે લોકો તે વાણીઆને લઈને બીજો અશુચી નામનો નર્ક હતો ત્યાં ગયા તો ત્યાં પણ પહેલાંની પેઠે તે નર્કમાં રહેનારા જીવો તેને જોઈને હાહાકાર કરી રહ્યા. ત્યાર પછી ॥૯૬॥

॥ एवं ते किंकराः सर्वान । तं नित्वा नरकान्नृप ॥
॥ पर्यटंतो विषण्णा वै । किं कार्यमितिचाव्रदन ॥९७॥

હે રાજન્. તે દુતો બધા નરકોમાં નાખવા માટે તેને લઈને ગયા. પણ તે મહાપાપી વાણીઆને કોઈ પણ નર્કમાં

જગ્યા મળી શકી નહિ ત્યારે ખેદ કરતા તે કહેવા લાગ્યા કે હવે આપણે શું કરવું. કારણ કે ॥૯૭॥

॥ नरकेऽपि स्थिति र्नास्ति । पापिनोस्याद्य दुर्मतेः ॥
॥ ततो निगृह्य तं जग्मुः । किंकरा यम संनिधौः ॥९८॥

આ પાપીને માટે નર્કમાં પણ વાસ નથી એટલે ફરી પાછા તેને લઈને યમરાજાની પાસે ગયા ॥૯૮॥

गत्वा निवेदयामाशु । यद्वृत्तं नारकेस्सह ॥
॥ किं तस्य वद कर्तव्यं । नरके यस्यनो स्थितिः ॥९९॥

ત્યાં જઈને બધા નરકના જીવોની સાથે બનેલી બીના કહી. અને કહેવા લાગ્યા કે હે યમરાજ હવે આને શું કરવું છે કારણ કે આને માટે તો નરકોમાં પણ જગ્યા નથી. ॥૯૯॥

॥ यम उवाच ॥ ત્યારે યમરાજા કહેવા લાગ્યા કે—

॥ तथा त्वशेष नरकान । भुक्त्वा काले यथोचितम् ॥
॥ योनिंयात्वेष पापिष्टः । तैर्यंचीं पाप संवृतां ॥१००॥

બાકી રહેલા બધા નરકો એને ભોગવાવી પછી એટલી પાપથી ભરેલી એવી પશુ પક્ષી વીગેરેની યોનીમાં એનો જન્મ આપો. ॥૧૦૦॥

॥ कालं ऋषिभिरुद्दिष्टे । मात्रं पापः प्रवेश्यतां ॥
॥ एवमुक्ते च वचने । प्रजा संयमनेनतु ॥१०१॥

અને એ પાપી જે યોનિમાં જાય અને તે કેટલો ટાઈમ ત્યાં રહે તે તમે ઋષિઓને પુછો એટલે તેઓ તમને કહેશે. આ પ્રમાણે પ્રજાને નિયમમાં રાખનાર યમરાજાએ કહ્યું ॥૧૦૧॥

॥ चक्रुर्यथोक्तं ते दुताः निन्युस्तेनरकानपृथक्‌ ॥
॥ ततो नीतः स क्रमितां । विष्टासु बहुधा नृपा ॥१०२॥

એટલે હે રાજન તે દુતો બાકી રહેલા બધા જુદા જુદા નરકો ભોગવાવી તેને વિષ્ટામાં અનેક પ્રકારના કીડા થાય છે તેમાં તેનો જન્મ આપ્યો. ॥૧૦૨॥

॥ ततश्च दंश मशक । मंकोटक पिपिलिका ॥
॥ यूका मत्कुण विड्‌भक्षः । शृगृंगाला हि पत्रिणं ॥१०३॥

ત્યારપછીથી મચ્છર, માંખ, મંકોડા, કીડી, જુ, માંકડ, ચાંચડ, વિષ્ટા ભક્ષ કરનાર, કીડા વિગેરે યોનિમાં આપ્યો. પછીથી કુતરાં, શિઆળ, વીગેરે યોનિમાં તેને જન્મ આપ્યો.

॥ मक्षिका शरठानां । गृह गोधा निवासिनां ॥
॥ काक मर्कट गृध्राणां । वृक वृश्चिक सौकर्गी ॥१०४॥

અને પછીથી કરોળિઓ, કાંચીડા, કાગડો. ગીધ, કરચલો, વીંછી, અને વાંદર, ભૂંડ વીગેરે યોનિઓમાં અનુક્રમે ગયો. ॥૧૦૪॥

॥ खराश्वश्च जगरादिनां । योनिं पापः क्रमादृगतः ॥
॥ एताश्चान्याश्च बह्वयो वै । योनिः स्थावर जंगमाः॥१०५॥

આ પ્રમાણે અનુક્રમ સ્થાવર જંગમમાં આવેલી, ગધેડા ઘોડા, અજગર, વિગેરે યોનિઓમાં પણ તેને જન્મ આપ્યો. ॥૧૦૫॥

॥ पशुं योनिं ततोलब्ध्वा । गवां योनि मवाप्तवान ॥
॥ सतां योनि मनु प्राप्तो । धुर्यो भृद्‌भारवाहकः ॥१०६॥

જ્યારે તે પશુ યોનિમાં આવ્યો ત્યારે ગાયની યોનિમાં મહાન ભારને વહેનાર એવો બળદ તે વાણીઓ થયો. ॥૧૦૬॥

॥ गृहेतु पार्थि वेशस्य । धार्मिकस्य यशस्विनः ॥
॥ एकदा सन्नृपः प्राप्तां । मन्वा वै कार्तिकीं शुभां ॥१०७॥

તેમાં તે કોઈએક ધાર્મિક અને મહાન યશસ્વી એવા રાજાને ત્યાં બળદ થઈને જન્મ્યો હતો. હવે તેમાં એક વખતના સમાયોગે, રાજાએ વીચાર કર્યો કે આ મહાન સુંદર પર્વરૂપી કાર્તિક સુદી પૂર્ણિમા આવેલી છે એટલે ।।૧૦૭

॥ पुरोहित मथाहुय । ब्राह्मणांश्च शुभान बहुन् ॥

પોતાના ગોર તથા બીજા સારા કેટલાએક બ્રાહ્મણોને બોલાવીને

॥ राजा उवाच ॥ રાજા તેમને કહેવા લાગ્યા કે—

॥ न गृहे कार्तिकीं कुर्यादि । तिमे बहुशः श्रुतम् ॥
॥ समेता स्तत्र गच्छामो । इति भूत द्विजर्षभाः ॥१०८॥

હે મુનિઓ એવું મેં ઘણાએક માણસોના મુખથી સાંભળ્યું છે, કે ઘેર કોઈ દિવસ કાર્તિક પૂનેમ કરવી નહિ તો આપણે બધા એકઠા થઈ ક્યાં જઈએ, એવું જો કોઈ તીર્થ હોય તે તમે મને કહો કારણ કે— ।।૧૦૮।।

॥ यो गृहे कार्तिकी कुर्यात् । स्नान दान विवर्जितः ॥
॥ संवत्सर कृतात पुण्यात् । सबहिः स्यादिति श्रुतिः॥१०९

જે માણસ સ્નાન, દાન, રહિત થઈને ઘેર જો કાર્તિકી પૂનેમ પ્રમાદથી કરે છે, તો આખા વરસનું કરેલું જે પુણ્ય હોય તે તેનું નાશ પામે છે એવું મેં સાંભળ્યું છે. ।।૧૦૯।।

॥ तस्मात्सर्व प्रयत्नेन । तीर्थं सर्व गुणो चितम् ॥
॥ वयं सर्वेऽपि गच्छामः । स्नातुं दातुं स्वशक्तितः॥११०॥

માટે મહા મહેનતથી પણ આપણે બધાઓએ કોઈ સારૂ સર્વ પ્રકારના ગુણવાળું, પવિત્ર જે તીર્થ હોય તો ત્યાં પોતાની શકિત પ્રમાણે સ્નાન, દાન, વીગેરે કરવા જવું જોઈએ. આ પ્રમાણે રાજાએ પેલા બ્રાહ્મણોને કહ્યું ત્યારે
॥ श्री मार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે

॥ एवमुक्ते तु वचने । पार्थिवेन द्विजोत्तमाः ॥
॥ उचु स्तीर्थं नृप श्रेष्ठ । रेवायामुत्तरे तटे ॥१११॥

હે રાજન, તે બ્રાહ્મણો રાજાને કહેવા લાગ્યા કે નર્મદાજીના ઉત્તર કીનારા ઉપર એક સુંદર તીર્થ છે. ॥૧૧૧॥

॥ भारेश्वरेति विख्यातं । मुक्ति तिर्थं द्विजोत्तमा ॥
॥ तत्र यामो वयं सर्वे । तिर्थं पापक्षयं करं ॥११२॥

તેનું નામ ભારેશ્વર તીર્થ એવું છે અને ત્યાં જનારને મુકિત ભોગ અને પાપનો નાશ કરે એવું એ તીર્થ છે. તો ત્યાં આપણે બધા જઈએ. ॥૧૧૨॥

॥ एवमा भाष्य नृपति । गृहित्वा प्रचुरं वसु ॥
॥ शकटा तिवरं भृत्वा । तत्र युक्तः स धूर्वहः ॥११३॥

આ પ્રમાણે રાજાને કહ્યું એટલે રાજાએ તે તિર્થમાં જવા માટે પોતાની સાથે ઘણું જ દ્રવ્ય લઈ, અને બીજાં પણ પરચુરણ માલનાં ગાડાં ભરાવી તેમાં પેલો વાણીઓ જે અનેક નરકો ભોગવી બળદ થએલો છે તેને જોડવામાં આવ્યો. ॥૧૧૩॥

॥ मित्रघात करो योवै । स योनिं तुक्रमादृगतः ॥
॥ इत्थं स नर्मदां राजा । प्राप्तवां स्तिर्थ मुत्तमम् ॥११४॥

કે જે વાણીઓ મિત્રહત્યા અને વિશ્વાસઘાત કરી

પોતાના મિત્ર સોમશર્માને મારી નાખ્યો હતો. આ પ્રમાણે આ રાજા બધાંને સાથે લઇ નર્મદાજીના ઉત્તર કીનારા ઉપર આવેલા ભારભૂતિશ્વર નામના તિર્થમાં કારતક સુદી ૧૫ ના પર્વ ઉપર સ્નાન કરવા માટે ગયો. ॥૧૧૪॥

॥ गत्वा चतुर्दशी दिने । उपवास कृत क्षणः ॥
॥ स्नानार्थ तीरमासाद्य । भक्त्या देवं शिवं स्मरन ॥११५॥

ત્યાં તે કારતક સુદી ૧૪ નો દીવસ હતો, તેથી આગલે દીવસે ત્યાં જઇને ઉપવાસ કરી સ્નાન કરવા માટે મહાન ભકિત અને શ્રદ્ધાથી શ્રી ભારભૂતેશ્વર મહાદેવનું સ્મરણ કરીને નર્મદાજીના કીનારા ઉપર તે રાજા આવ્યો. ॥૧૧૫॥

॥ शुचि प्रदेशाच्च मृदं । स्वयं जग्राह मंत्रवत ॥

પછીથી મંત્ર ભણીને સારી પવિત્ર જગ્યાએથી માટી લીધી તેમાં નીચેનો મંત્ર બોલ્યા કે

॥ उध्धृता शित्र राहेण । कृष्णेन शतबाहुना ॥
॥ मा मुद्धर तथा धात्रि । प्रजया च धनेन च ॥११६॥

હે ધાત્રિ સહસ્ત્ર હાથવાળા એવા કૃષ્ણ પરમાત્માએ વરાહઅવતાર ધારણ કરીને તારો ઉદ્ધાર દઇત્યોને મારીને કર્યો, તે પ્રમાણે તું મારો પ્રજા અને ધનથી ઉદ્ધાર કર. ૧૧૬

॥ स एवं मृद मादाय । गत्वा निरे जलांतिके ॥
॥ अदर्शय द्भास्कारा्य । मंत्रमेन मनुस्मरन ॥११७॥

આ પ્રમાણે કહીને માટી લઇ પછીથી કીનારા ઉપર પાણી પાસે જઇ માટી બંનેઉ હાથમાં લઇ નીચેનો મંત્ર ભણી સૂર્યને બતાવવા લાગ્યા. ॥૧૧૭॥

॥ अश्वक्रांते रथक्रांते । विष्णुक्रांते वसुंधरे ॥
॥ मृत्तिके हरमे पापं । यन्मया पूर्व मर्जितम् ॥११८॥

હે વસુંધરા તારી ઉપર શ્રી વિષ્ણુ ભગવાને અનેક અવતારો લઇ તારા ઉપર લીલા કરી છે, માટે તેમના પાદાર-વિંદોથી તારી ધુળમાં ફર્યા તેમજ રથથી, ઘોડાથી પણ ચિન્હિત થઇ તો હે મૃતિકા મારા પૂર્વ જન્મનું જે કંઇ પાપ થએલું હોય તે તારા ધારણ કરવાથી નાશ પામજે ॥૧૧૮

॥ ततोऽवग्राहयेदंभो । रेवं मंत्र मुदीरयन ॥

આ પ્રમાણે મૃતિકા ધારણ કરી, નીચેના મંત્રથી શ્રી નર્મદા સ્નાનને માટે રેવાની સ્તુતિ કરવા લાગ્યા

॥ त्वं नर्मदे पुण्य जला । तवांम शंकरोद्भवं ॥
॥ स्नानं प्रकुर्वतोमेऽद्य । पापं नाशय सर्वतः ॥११९॥

હે નર્મદા તમારૂ પાણી મહાદેવના શરીરથી ઉત્પન્ન થયેલુ છે તેથી બહુજ પવિત્ર છે તો એવા પુણ્ય અને પવિત્ર જળમાં આજે હું સ્નાન કરૂં છું તો મારૂં સર્વ પ્રકારનું પાપ નાશ કરજો ॥૧૧૯॥

॥ अनेन विधिना स्नात्वा । संतर्प्य पितृ देवताः ॥
॥ प्रिणयित्वा पितृन्श्राध्धे । ततो देवालयं व्रजेत् ॥१२०॥

આ પ્રમાણે કહીને નર્મદાજીમાં સ્નાન કરી દેવ પિતૃ મનુષ્યોનું તર્પણ કરવું અને ત્યાં કિનારા ઉપર પિતૃઓ શ્રાદ્ધ કરી તેમને તૃપ્ત કરવા આ પ્રમાણે તીર્થકર્મ પરવારી પછીથી શ્રી ભગવાન ભારભૂતેશ્વરના દેવાલયમાં જવું ત્યાં ૧૨૦

॥ शुभान् संभृत्य संभारान् । चिंतयन्शंकरंहृदि ॥
॥ आगमोक्त पुराणोक्त । विधिना पुजयेच्छिवम् ॥१२१॥

અનેક પ્રકારની પુંજાને સારૂ સાહિત્ય લઇ જવું પછી મનમાં અંતરમાં શ્રી શંકરનું ધ્યાન કરી શાસ્ત્રપુરાણોમાં કહેલા મંત્રથી વિધિ પ્રમાણે શ્રી ભારભુતિશ્વરનું પુજન કરવું. ॥૧૨૧॥

॥ पुजान्त्रतुष्टये देवे । शिवरात्र्यां समाचरेत ॥
॥ संस्नाप्य:प्रथमे यामे । पंचगव्येन शंकरं ॥१२२॥

તેમાં કારતક સુદી ૧૪ એટલે મહાદેવની શિવરાત્રીની તિથિ ચતુર્દશી મનાય છે માટે ચાર પહોરની પુંજા મહાદેવની કરવી.. અને પહેલા પહોરમાં ભગવાન મહાદેવને ગાયનું મુત્ર-છાણુ દહી દુધ, ઘી, આ પંચગવ્યથી સ્નાન કરાવવું. ॥૧૨૨॥

॥ पंचामृते न च तथा । देवदेवं जगद्गुरु ॥

પછી જગતના પિતા દેવાધિદેવને પંચામ્રત દુધ, દહીં ઘી, મધ, ખાંડ વીગેરેથી સ્નાન કરાવવું

श्रीमार्कंडेय उवाच ॥ ત્યારે શ્રીમાર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે

॥ एवं राज्ञा कृतं तेन । लिंग आज्येन पूरितम् ॥
॥ धूप दीपादि नैवेद्य । रूपहारैर्यथाक्रमम् ॥१२३॥

આ પ્રમાણે સ્નાન કરાવો પછીથી શ્રીભારભુતેશ્વરના લીંગને ઘીથી પુરી દઇ અનુક્રમે શોડષોપચાર પૂજન ધુપ દીપ નૈવેધ તથા બીજા સાહિત્યથી કર્યું. ॥૧૨૩॥

॥ ददा वर्ध्यंच देवाय । मंत्रेणानेन भारत ॥

પછીથી નીચે લખેલા મંત્રથી શ્રી ભગવાન મહાદેવને અર્ધ્ય અર્પણ કર્યો.

नमस्ते गिरिजार्धांग । शंभो परम कारण ॥
॥ गृहाणार्घ्य भिमंदेव । संसाराद्धुद्धरस्वमाम् ॥१२४॥

હે શંભુ જગના મહાન કારણરૂપ ઈશ્વર જેણે પાર્વતીને પોતાના અર્ધા શરીર ઉપર બેસાડેલાં છે એવા આપને હું

નમસ્કાર કરૂં છું. જે હે દેવ આપને હું આ અર્ધ્ય અર્પણ કરૂં છું તે આપ સ્વીકારો અને આ સમુદ્રરૂપી સંસારમાંથી મારો ઉદ્ધાર કરો. ॥ ૧૨૪ ॥

॥ वित्तानुरुपतो दत्तं सुवर्णं मंत्र कल्पितम् ॥
॥ वन्हिर्वै देवताः सर्वा सुवर्णंच हुताशनात ॥१२५॥

વળી પોતાની શક્તિ પ્રમાણે તે રાજાએ બધા દેવો અગ્નિરૂપ છે અને તે અગ્નિથી સોનું ઉત્પન્ન થએલું છે. માટે તે સોનું શાસ્ત્રમાં કહેલી વીધી પ્રમાણે દાનમાં મહાદેવના નિમિતે આપ્યું અને નીચે પ્રમાણે સંકલ્પ કર્યો,

॥ अत सुवर्ण दानेन । प्रीताः स्युः सर्व देवताः ॥
॥ अनेन स्वर्ण दानेन । प्रीतो भवतु शंकरः ॥१२६॥

કે હે મહાદેવ આ સુવર્ણના દાનથી બધા દેવો પ્રસન્ન થજો. ને શ્રીભગવાન મહાદેવ પણ પ્રસન્ન થજો. ॥૧૨૬॥

॥ अनेन विधिना राज्ञा । पूजितः प्रथमे शिवः ॥
॥ यामे द्विर्माये च तथा । पूर्वोक्त विधिना यजन ॥१२७॥

આ પ્રમાણે ઉપર કહેલી વિધિથી રાજાએ પહેલા પહોરની પુંજા મહાદેવની સમાપ્ત કરી, બીજા પહોરમાં ઉપર પ્રમાણે વિધિથી પુજા કરવા લાગ્યો. ॥૧૨૭॥

॥ स्नापयामास गव्येन । दुग्धेन परमेश्वरम् ॥
॥ तंदुलै रक्षतै स्तेन । सितैर्लिंगं प्रपूरितम् ॥१२८॥

તેમાં પંચામૃત તથા પંચગવ્ય તથા દુધ વડે કરીને શ્રી ભગવાન મહાદેવને સ્નાન કરાવી ધોળા અખંડિત જે ચોખા તેનાથી મહાદેવના લિંગને પૂરણ કરી દીધું વળી ॥ ૧૨૮ ॥

॥ सितवस्त्र युगं चैव । दत्तं देवाय भारत ॥
॥ याने तृतिये मधुना । संस्नाप्य त्रिपुरांतकम ॥१२९॥

હે ભારત! બીજા પહોરની પુજાને અંગે તે દેવના નિમિ-તે પહેલાં પ્રમાણે સંકલ્પ કરીને બે ધોળાં વસ્ત્ર દાનમાં આપ્યાં, પછીથી ત્રીજા પહોરની પુજાને આરંભ કર્યો તેમાં ભગવાનને મધથી સ્નાન કરાવ્યું અને ॥ ૧૨૯ ॥

॥ तिलैः प्रपूरितं लींगं । तिल द्रोणंच दत्तवान ॥

શ્રી ભગવાન મહાદેવના લીંગને તલથી પૂરણ કરી દીધું તથા એક દ્રોણ પર્યંત તલનું દાન ત્રીજા પહોરની પુંજાને અંગે નીચે પ્રમાણે સંકલ્પ કરી આપ્યું.

॥ तिलाःश्वेताश्च कृष्णा । पवित्राः सर्व वल्लभाः ॥
॥ तिल द्रोण प्रदानेन । छिंधि पापं महेश्वर ॥१३०॥

તલ ધોળા તેમજ કાળા અને તે પ્રાણીમાત્રને પ્રિય તેમજ પવિત્ર છે. માટે હે મહેશ્વર તેવા આ તલ એક દ્રોણ પર્યંતના આપના નિમિ-તે આજે હું દાનમાં આપું છુ તેનાથી મારાં બધાં પાપ નાશ કરજો. આ પ્રમાણે કહી તલનું દાન ॥ ૧૩૦ ॥

॥ सितवस्त्र युगं यामे । तृतियेचाथ वैदद्दौ ॥
॥ दध्योदनेनच कृतं । तुरीये लिंगपुरणम ॥१३१॥

કર્યાં પછી બે ધોળાં વસ્ત્ર પણ ત્રીજા પહોરની પુજાને અંગે દાનમાં આપ્યા પછી ચોથા પહોરની પુજાને આરંભ કર્યો તેમાં પૂર્વોક્ત વિધિ પ્રમાણે પૂજન કરી શ્રી ભગવાન મહાદેવના લીંગને દહીં (ભાત) ચોખાથી મિશ્રિત કરી પૂરણ કરી દીધું, અને તે પહોરની પુજાને અંગે નીચે પ્રમાણે ॥૧૩૧॥

॥ तस्मिन्प्रदत्ता गौः । शंकरः प्रियतामिति ॥
॥ अनेन विधिना राज्ञा । यामिनीत्वति वाहिता ॥१३२॥

સંકલ્પ કર્યો કે હે પ્રભુ હું આપના નિમિત્તે આ ગાયનું દાન કરૂં છું. માટે મારી ઉપર આપ પ્રસન્ન થજો એ પ્રમાણે કહી ઉપર લખ્યા પ્રમાણેની ચાર પહોરની પુજા કરવામાં તે રાજાની રાત્રિ વ્યતિત થઈ ગઈ. ॥ ૧૩૨ ॥

॥ गित नृत्य विनोदैश्च । ब्रह्मघोषेण भारत ॥
चकार जागरं चापि । बहु पुण्य प्रसाधकम् ॥१३३॥

તેમાં ગીત, વાદિત્ર, તથા નૃત્ય શાસ્ત્રના વિવાદ, બ્રાહ્મણોનો મંત્રોચ્ચાર વડે કરી થતો, શબ્દઘોષ એ બધી રીતે આખા દીવસનો ઉપવાસ તથા જે બહુજ પુણ્યને પ્રાપ્ત કરાવે છે એવું જાગરણ તે રાજાને થયું. ॥૧૩૩॥

॥ यो जागरे त्रिनेत्रस्य । शिवराज्यां व्यस्थिताः ॥
॥ ते यांति यांगति पार्थ । नतां वै क्रतु याजिनः ॥१३४॥

વળી હે પાર્થ ! કહ્યું છે કે, જે માણસ મહાદેવની શીવરાત્રીના દિવસે ઉપવાસ કરી, રાત્રે જાગરણ કરે છે, ભક્તિ શ્રદ્ધાથી તો તેમને જે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે એવી મહાન યજ્ઞ કરનારને મળતી નથી ॥ ૧૩૪ ॥

॥ यानि कानिच पापानि । जन्मकोटि कृतानिच ॥
॥ हर केशवयोस्तानि । जागरे यांति संशयं ॥१३५॥

વળી કરોડો જન્મ ધારણ કરીને જે કંઈ પાપ કરવામાં આવ્યું હોય છે, તે મહાદેવની શીવરાત્રી અને વિષ્નુભગવાનની એકાદશીને દિવસે જો શ્રદ્ધા ભક્તિથી વ્રત કરી જાગરણ કરવામાં આવે છે, તો તે સંચિત કરેલાં બધાં પાપો નાશ પામે છે. ॥ ૧૩૫ ॥

॥ यावंतो निमिषा नृणां । भवंति निशि जाग्रतां ॥
॥ निमिषे निमिषे राजन् । अश्वमेघ फलं लभेत ॥१३६॥

કારણકે રાત્રે જાગરણ કરવામાં માણસ જેટલી વખત આંખો મીંચે છે અને ઉઘાડે છે તેટલા અશ્વમેધયજ્ઞનું પુણ્ય ફળ તેને મળે છે ॥ ૧૩૬ ॥

॥ उपवास पराणों च । देवायतन वासिनां ॥
॥ शृण्वतां पुण्यमाख्यानं । ध्यायतां हरकेशवौ ॥१३७॥

કારણ કે ઉપવાસ કર્યો હોય, તેમાં વળી દેવના મંદીરમાં બેસી શ્રીભગવાન મહાદેવ અથવા શ્રીવિષ્નુનું ધ્યાન કરી તેમની કથા વાર્તા સાંભળીને જો જાગરણ કરવામાં આવ્યું હોય ॥ ૧૩૭ ॥

॥ तृतिये चरमेचैव । निशायाः किंपुनर्नृप ॥
॥ तदा कालार्जितं पुण्यं । वक्तुं ब्रह्मापि नक्षमः ॥१३८॥

તો તે જાગરણની રાત્રીના ત્રીજા અને ચોથા પહોરના જાગરણનું પુણ્ય અને તેનું ફળ બ્રહ્મા પણ કહેવાને શક્તિવાન નથી. ॥૧૩૮॥

॥ न शिवः केशवो वापि । काकथान्य सुरस्यवै ॥
॥ बहु स्वर्णेन निमिषः । क्रतुनां न तुलां लभेत् ॥१३९॥

તેમજ વિષ્નુ અને મહાદેવથી પણ કહી શકાય એમ નથી, તો બીજા દેવોની વાતજ શી કરવી કારણ કે નિમેષ માત્રના જાગરણમાં સોનાના ઢગલા આપો અથવા યજ્ઞ કરો કે તુલાદાન આપો તોપણ તેના જેટલું પુણ્યફળ મળી શકતું નથી. માટે ॥ ૧૩૯ ॥

॥ शिवरात्रि तिथिः पुण्याः । कार्तिकीच विशेषतः ॥
॥ रेवायामुत्तरे कुले । तिर्थे भारेश्वरे नृप ॥१४०॥

હે રાજા શ્રીનર્મદાજીના ઉત્તર કિનારા ઉપર ભારભૂતેશ્વર તિર્થમાં કાર્તિક મહીનાની સુદી ૧૪ ચૌદશની તિથિ શિવરાત્રી હોવાથી બહુજ પુણ્યવાળી તિથિ મનાય છે. ॥ ૧૪૦ ॥

॥ कृतं जागरणं दुःखात् । कथं पापं न हास्यति ॥
॥ इत्थं सजागरं कृत्वा । शिवराञ्यां नरेश्वरः ॥१४१॥

આવા તિર્થમાં ઉત્તમ તે દિવસે ગમે તેટલું કષ્ટ ભોગવીને પણ રાત્રે જાગરણ કરેલું હોય તો તેનાં ગમે તેવાં પાપ હોય તે પણ નાશ પામ્યા શિવાય રહેતાં નથી આ પ્રમાણે તે દિવસે તે રાજાએ ત્યાં રાત્રે જાગરણ કર્યું. ॥ ૧૪૧ ॥

॥ प्रभाते विमले गत्वा । नर्मदा तीर सन्निधौ ॥
॥ स्नापिता स्तेन ते सर्वे । तुरगाश्च धुरंधरः ॥१४२॥

બીજે દિવસે સવારમાં સૂર્યોદય થયો, એટલે તે રાજાએ નર્મદાજીના કિનારા ઉપર જઇને પોતાના ઘોડા તથા ગાડાંઓએ જોડી લાવેલા બધા બળદોને સ્નાન કરાવ્યું ॥ ૧૪૨ ॥

॥तत्र मध्य स्थितः स्नातः । स्तिर्यक्त्वं योगतो वणिक् ॥
॥ यैर्वाहे रागतस्तिर्थे । स्नातोहं स्नापयामितान् ॥१४३॥

તેમાં વાહનમાં જોડાઇને આવેલો પેલો મિત્રહત્યા તથા વિશ્વાસઘાત કરનારો વાણીઓ જે બળદની યોનિને પ્રાપ્ત થયો હતો તેને પણ રાજાએ સ્નાન કરાવ્યું પછી ॥ ૧૪૩ ॥

॥ दद्या-तेभ्यः समुद्दिश्य । किंचित्कृत्यानुरूपतः ॥
॥ ददौ दानं सपुण्यात्मा । राजा परहिते रत ॥१४४॥

પારકાનું કલ્યાણ કરનાર તથા પુણ્યશાળી એવા તે રાજાએ વાહનના દોષથી મુક્ત થવાને માટે પોતાની શક્તિ પ્રમાણે તે પશુઓના નિમિત્તે પણ તિર્થમાં દાન કર્યું ॥૧૪૪॥

॥ श्री मार्कंडेय उवाच ॥ ત્યારે શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે—

॥ एवं वाहनजा दोषात् । मुक्तो भवति मानवः ॥
॥ अन्यथा सुकृतं भागं । कृतं व्रजति तान्प्रति ॥१४५॥

આ પ્રમાણે તિર્થમાં આવીને જે દાન કરે છે પશુઓના નિમિત્તે તો તે માણુસ વાહનથી ઉત્પન્ન થયેલાં જે પાપ તેનાથી મુક્ત થાય છે. નહિ તો તે માણુસ તે તિર્થમાં જેટલું પુણ્યકરે છે તેનો અર્ધો ભાગ, તે પશુઓને મળે છે. કારણ કે તેની ઉપર બેસીને આવેલો છે તેથી ॥૧૪૫॥

॥ सस्नाप्य तान् ततो राजा । स्वयंस्नात्वा विधानतः ॥
॥ संतर्प्य पितृ देवांश्च । श्राध्धं कृत्वा यथाविधिः ॥१४६॥

આ પ્રમાણે પશુઓને સ્નાન કરાવી આજે કાર્તિકી પૂર્ણિમા હોવાથી પોતે પણ શ્રી ભારભુતેશ્વર તિર્થમાં ઉપર કહેલી વિધિ પ્રમાણે સ્નાન કર્યું, પછીથી દેવ પિતૃઓ અને મનુષ્યોનું તર્પણ કરી તેમના નિમિત્તે તિર્થ શ્રાદ્ધ કર્યું અને ॥ ૧૪૬ ॥

कृत्वा पिंडान् यथा शास्त्रं । वृषमुत्सृज्य पार्थिवः ॥
गत्वा देवालयं पश्चात् । देवं तिर्थोदकेनच ॥१४७॥

શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે (વૃષોત્સર્ગ) નિલોદ્વાહ કરી તે જગ્યામાં પોતાના પિતૃઓના નિમિત્તે પિંડપ્રદાન કર્યા પછીથી ગોક્ષુરમાં તીર્થનું જળ લઈ દેવાલયમાં જઈ ॥૧૪૭॥

संस्नाप्य पंचगव्येन । ततः पंचामृतेनच ॥
सर्वौषधि जलैःस्नाप्य । चंदनेनानुलिप्यच ॥१४८॥

શ્રી ભગવાન ભારભુતેશ્વરને પંચગવ્ય, પંચામૃત તથા તિર્થના જળથી સ્નાન કરાવ્યું, પછી સર્વ પ્રકારની ઔષધીઓના પાણીથી સ્નાન કરાવી ચંદન ચઢાવ્યું. ॥ ૧૪૮ ॥

कुंकुमैश्च सकर्पुरैः । गंधैश्च विविधैरपि ॥
सुगंधै विविधैः पुष्पैः । लिंगमापूर्य सर्वतः ॥१४९॥

તેમાં કર્પુરની સાથે અનેક સુગંધી દ્રવ્યોવાળુ કંકુ પણ ચઢાવી સારાં સુગંધીવાળાં અનેક પ્રકારનાં પુષ્પોથી મહાદેવના તે લિંગનેચોમેરથી ઢાંકી (આચ્છાદિત કરી) દીધું. ॥૧૪૯॥

गोदानंच कृतं पश्चात् । विधिना मंत्रपुर्वकम् ॥
धेनुके रूद्र रूपासि । रूद्रेण परि निर्मिता ॥१५०॥

પછીથી મંત્રનો ઉચ્ચાર કરી વિધિ પ્રમાણે શ્રીભારભૂતેશ્વરના નિમિ-તે કાર્તિક સુદી ૧૫ પુર્ણીમાના દીવસે પુજન કરીને ગાયનું દાન કર્યું ત્યારે તે રાજા ગાયની પ્રાર્થના કરવા લાગ્યો કે હે ધેનુ તને મહાદેવે સરજાવેલી છે તેથી તું રૂદ્રરૂપ છે માટે ॥ ૧૫૦ ॥

दत्तामया भवाब्धौमां । पततं त्वं समुद्धर ॥
एवं स्वलंकृतां धेनुं । दत्वा पश्चान क्षमापयेत ॥१५१॥

હું આજે તારૂં દાન કરૂં છું તો મને આ સંસારરૂપી સમુદ્રમાં ફરીથી જન્મ મરણ ન થાય, એવી રીતે તું મારો ઉદ્ધાર કર, આ પ્રમાણે કહીને શણગારેલી એટલે સોનાની શીંગડીઓ રૂપાની ખરીઓ તથા ત્રાંબાની પીઠ વળી ગળામાં ઘંટડી બાંધેલી છે એવી વસ્ત્રથી આચ્છાદિત કરેલી ચંદન પુષ્પથી અર્ચિત કરેલી કાંસાના દોહવાના પાત્ર સાથે દાનમાં સંકલ્પ કરી આપી ॥ ૧૫૧ ॥

ब्राह्मणाम् भोजयेत पश्चात । शक्त्या संतोषयेच्छिवम् ॥
षड्रसैर्भोजनै र्भक्ष्यै । वासोभिस्तानथार्चयेत ॥१५२॥

પછીથી પોતાની શકિત પ્રમાણે મહાદેવને પ્રસન્ન કરવા માટે ભકિતવડે કરીને પુજા કરી વસ્ત્ર વીગેરે અનેક પ્રકારના ભક્ષ્યભોજ્ય પદાર્થોથી બ્રાહ્મણોને ભોજન ત્યાં કરાવ્યું. ॥૧૫૨॥

दक्षिणाभि र्विचित्राभिः संतोष्याथ विसर्जयेत् ॥
एवं कृत्वा सराजापि । स्वयं च बुभुजे पुनः ॥१५३॥

અને તેમને અનેક પ્રકારની દાન દક્ષિણાઓ આપી સંતુષ્ટ કરવા પછી તેમનો આશિર્વાદ લેવો, આ પ્રમાણે તે રાજાએ પણ ત્યાં કર્યું. પછી તે બ્રાહ્મણોને વીદાય કરી પોતે પણ ઇષ્ટમિત્ર બંધુવર્ગની સાથે ભોજન કર્યું, ॥૧૫૩॥

इष्टबंधु जनैः सार्धं । परिवार समन्वितः ॥
अपितां रजनीं तत्र । न्यवसज्जगति पतिः ॥१५४॥

અને પોતાના ઇષ્ટ બંધુવર્ગ પરિવાર સાથે પૂર્ણિમાની રાત્રી તે રાજા શ્રી ભારભુતેશ્વરના તીર્થમાં રહ્યો. ॥ ૧૫૪ ॥

तत्र तस्येवित स्येवं । निशिथे नृप सत्तम ॥
अंतरिक्षे सुनिर्घोषा । वागुवाचा शरीरिणी ॥१५५॥

હે નૃપશ્રેષ્ઠ મધ્યરાત્રિ વ્યતીત થઇ એટલે બધા સાંભળી શકે એમ મહાન ગંભીર શબ્દથી આકાશ વાણી થઇ ॥ ૧૫૫ ॥

श्री भारती उवाच ॥ આકાશ વાણી કરે છે કે—

राजन्संसर्गजं लोके । फलेस्यादपि तच्छृणु ॥
पातित्य मथवोन्नत्यं । संसर्गादेव जायते ॥१५६॥

હે રાજા આ લોકમાં બીજાના સંસર્ગથી શું ફળ મળે છે તે હું તને કહું છું તે તું સાંભળ હમેશાં પ્રાણીમાત્રની ઉન્નતિ અને અધઃપતન બંને સંસર્ગથીજ થાય છે ॥૧૫૬॥

॥ संसार सागरे ह्यस्मिन । पतितानां दुरात्मनां ॥
॥ यदि संसर्ग मात्रेण । फलंस्यात्तत्था शृणु ॥१५७॥

આ સંસારરૂપી સાગરમાં સ્થીપચી રહેલા જે દુષ્ટ જીવો તેમને સંસર્ગ માત્રથી શું ફળ મળે છે તે તું સાંભળ, કેઃ— ॥ ૧૫૭ ॥

॥ य एषत्वद्गृहे वोढा । महद्भार धुरंधरः ॥
॥ विश्वस्त मित्रघ्न तोवे । कृतो ह्यतेन पापिना ॥१५८॥

જે તારે ઘેર બહુજ ભારને વહેનાર આ બળદ છે તેણે વિશ્વાસઘાત અને મિત્રહત્યા બંને પાપ કર્યાં છે. ॥ ૧૫૮ ॥

॥ पुरा जन्म सहस्त्रेण । व्यतिते परजन्मनि ॥
॥ ततो बहूंश्च नरकान । अनुभूय पृथक् पृथक् ॥१५९॥

એ પાપને લઇને એણે જુદા જુદા નરકો ભોગવ્યા, પછીથી હજારો યોનિમાં આ જન્મ પહેલાં એના જન્મ થયા. ॥ ૧૫૯ ॥

पापयोनि सहस्त्राणि । गत्वाचारोहिणीं गतिं ॥
॥ गोयानि समनुप्राप्ता । त्वत्गृहे मद्दुरात्मवान ॥१६०॥

તેમાં કેટલીક હજારો પાપયોનિઓ એણે ભોગવી ત્યાર પછી વાહનની યોનિમાં જન્મ આપ્યો તેમાંથી અત્યારે તારે ઘેર એ દુષ્ટ પાપી બળદ થઇને ગાયની યોનિમાં જન્મ લીધો છે. ॥ ૧૬૦ ॥

॥ स्नापितश्च त्वया तिर्थे । ह्यस्मिन्पर्वणि पार्थिव ॥
॥ दृष्टा पूजा ह्यनेनात्र । तथा जागरण क्रिया ॥१६१॥

હે રાજા તેને તેં આ સુંદર પર્વના દિવસે અહીં લાવી આવા ઉત્તમ તિર્થમાં સ્નાન કરાવ્યું વળી તેં કરેલી રાત્રીની

ચારે પહોરની પુજા એણે જોઇ અને તેમાં એને જાગરણ થયું. ॥ ૧૬૧ ॥

॥ तेन निष्किल्बिषो जातः । तत्पुरः पश्य भूपते ॥
॥ स्वर्गंता सतनुं न्यक्त्वा । विमानेनार्क वर्चसा ॥१६२॥

તેથી એ પાપથી મુક્ત થઇ હે રાજા આ તારી સામે ઉભો છે. જેને સ્વર્ગમાં લઇ જવા માટે સૂર્યના જેવું તેજસ્વી વિમાન અહીં આવશે. એટલે એ આ બળદની યોનિમાંથી મુકત થયો છે. ॥ ૧૬૨ ॥

॥ एवमुक्तेतया देव्या । धूर्यः प्राणैर्विमुच्यत ॥
॥ विमान वरमारूढ । स्तत्क्षणात्समदृश्यत ॥१६३॥

આ પ્રમાણે જ્યાં આકાશવાણીએ કહ્યું એટલે તે બળદ ત્યાં મરણ પામ્યો. અને તેજ સમયે તેના કહેવા પ્રમાણે આવેલું સુંદર વિમાન તેમાં તેને બેઠેલો જોયો. ॥ ૧૬૩ ॥

॥ दिव्या भरण शोभाढयो । दिव्यमाल्यांबरावृतः ॥
॥ सतं प्रणम्य राजानं । उवाचानंद पुरितः ॥१६३॥

જેણે સુંદર ઘરેણાં તેમજ વસ્ત્રો ધારણ કરેલાં છે. એવો તે વાણીઓ રાજાને નમસ્કાર કરી, મહાન આનંદમાં આવી જઇને કહેવા લાગ્યો.

॥ वणिक उवाच ॥ વાણીઓ કહેવા લાગ્યો કેઃ—

॥ अहो नृपवर श्रेष्ट । तिर्थ माहात्म्य मुत्तमम् ॥
॥ यत्राप्यन्यस्मद्विधारतीर्थे । मुंच्यन्ते पातके नेरा ॥१६४॥

હે નૃપ શ્રેષ્ટ શું આ તીર્થનું ઉત્તમ મહાત્મ્ય છે, કે, જે તિર્થમાં અમારા જેવા પાપી માણસો પણ ગમે તેવા મહાન્ પાપથી મુક્ત થાય છે. ॥૧૬૪ ॥

॥ मया ज्ञातमशेषेण । मत्समोनास्ति पातकी ॥
॥ अतःपरं किंतु कुर्यात् । नृप तिर्थानुकिर्तनम् ॥१६५॥

અને તે બધું મારૂં પાપ મેં હવે જાણ્યું છે કે, મારા જેવો બીજો કોઈ પાપી નથી તો એવો હું પણ એ મહાન પાપથી અહીં છુટયો તો હવે બીજું આનાથી વધારે મારે આ તિર્થનું વર્ણન શું કરવાનું રહ્યું. વળી ॥ ૧૬૫ ॥

॥ पिता माता सुहृद्दबंधु । भवानेव ममेश्वरः ॥
॥ मुक्तो ह्यशेषपापेभ्यो । यत्प्रसादहं नृप ॥१६६॥

હે રાજા તમે મારા માતા પિતા ભાઈ સ્નેહી અથવા તો ઇશ્વર જે કંઇ કહો તે તમેજ છો કારણકે હું આજે આપની દયાથી અશેષ પાપથી મુકત થયો છું. વળી ॥૧૬૬॥

॥ उच्चैः स्वर्गस्थितिंप्राप्तः । पार्थिवत्वत्प्रसादतः ॥
॥ क्षंतव्यं प्रणतोऽस्म्यद्य । यस्मिंस्तिर्थे हि मादृशाः ॥१६७॥

આપના જેવા મહાન પુરૂષોની સંગતિથી હે રાજન આજે મને સ્વર્ગ મળ્યું છે. માટે ક્ષમા કરજો, આપને હું નમસ્કાર કરૂં છું કે જે તીર્થમાં મારા જેવા ॥ ૧૬૭ ॥

॥ गतिमिद्रग्विधां यांति । न जाने तवका गतिः ॥
॥ समाराध्य महेशानं । संपूज्यच यथाविधिः ॥१६८॥

પાપી માણસો આવી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે તો તમે પોતે રાજા છો, વળી આપે મહાન ભકિત શ્રદ્ધાથી શ્રી ભારભૂતેશ્વરનું પુજન વિધિ પ્રમાણે કરી ભગવાનના નિમિત્તે દાન વિગેરે આપીને પ્રસન્ન કર્યા છે, તો કોણ જાણે આપને શું પ્રાપ્ત થશે તે મારાથી કહી શકાય એમ નથી વળી ॥૧૬૮॥

॥ लिंगं चतुर्धा संपूज्य । दानं दत्वा यथोदितम् ॥
॥ कागति स्तव संभाव्या । देह्यनुज्ञां मम प्रभो ॥१६९॥

ભગવાનની ચાર પ્રકારની ચાર પહોરની પુંજા તથા શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દાન વીગેરે પણ તમે કર્યાં તો આપને શું ગતિ મળવી જોઇએ માટે હે પ્રભુ આપ હવે મને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપો ॥ ૧૬૯॥

॥ त्वरयंतीह मांह्येते । शांभवा प्रमथा दिवि ॥
॥ स्वस्त्यस्तु ते गमिष्येहं । इत्युक्त्वां नरधीयत ॥१७०॥

કારણકે મને તેડવા માટે આવેલા મહાદેવના ગણો સ્વર્ગમાં લઇ જવા સારૂ ઉતાવળ કરે છે માટે આપનું કલ્યાણ થાઓ. આ પ્રમાણે કહીને તે વાણીઓ અંતર્ધ્યાન થઇ ગયો. ॥ ૧૭૦ ॥

॥ श्रीमार्कंडेय उवाच ॥ શ્રી માર્કંડેય મુનિ કહેવા લાગ્યા કે-

॥ अंतर्धानं गते तस्मिन् । सराजाविस्मयान्वितः ॥
॥ तिर्थ माहात्म्य मतुलं । वर्णयन स्वपुरंययौ ॥१७१॥

રાજા તેના અંતર્ધ્યાન થઇ ગયા પછીથી આશ્ચર્ય પામી અને માર્ગમાં બધે શ્રી ભારભૂતેશ્વર તિર્થની પ્રશંસા તેમજ તે તીર્થના માહાત્મ્યનું વર્ણન કરતો કરતો પોતાને ઘેર ગયો. ॥ ૧૭૧ ॥

॥ एवं भूतं तिर्थमिदं । नर्मदायां व्यवस्थितम् ॥
॥ सर्व पाप क्षयकरम् । सर्व दुःखघ्न मुत्तमम् ॥१७२॥

એ પ્રમાણેનું શ્રી ભારભૂતેશ્વર નામનું તીર્થ શ્રી નર્મદાજીના ઉત્તર કિનારા ઉપર રહેલું છે તે સર્વ પ્રકારના

પાપો તેમજ સર્વ પ્રકારના દુઃખોનો નાશ કરે એવું ઉત્તમ છે કે- ॥ ૧૭૨ ॥

॥ उपपापानि नश्यंति । स्नान मात्रेण भारत ॥

હે ભારત જે તીર્થમાં સ્નાન કરવા માત્રથી સાધારણ પાપોનો નાશ થાય છે. માટે

॥ कार्तिकस्य चर्तुदश्यां । उपवास परायण ॥
॥ चतुर्धापुरये लिंगं । नस्य पुण्य फलं श्रृणु ॥१७३॥

દર વરસે કાર્તિક મહીનાની શુકલપક્ષની ચૌદશના દિવસે તીર્થમાં જઇ ઉપવાસ કરી ઉપર કહેલી વિધિ પ્રમાણે ચાર વસ્તુઓથી જે ચાર પહોરમાં મહાદેવના બાણને પુરણ કરે છે તેને શું ફળ મળે છે તે હું કહું છું તે સાંભળો. ॥ ૧૭૩ ॥

॥ ब्रह्महत्या सुरापानं । स्तेयं गुर्वंगनागमः ॥
॥ महापापानि चत्वारि । चतुर्भिर्यान्ति संक्षयम् ॥१७४॥

બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી અને ગુરૂની સ્રીની સાથે ગમન આ ચાર મહાપાપો કર્યાં હોય તો તે પણ ઉપર કહેલી વિધિ પ્રમાણે ચાર પહોરની પુજાથી નાશ પામે છે. ॥૧૭૪॥

॥ सोऽश्वमेधस्य यज्ञस्य । लभते फल मुत्तमम् ॥
॥ कार्तिके शुक्लपक्षेच । चर्तुदश्यां उपोषितः ॥१७५॥

વળી કારતક મહીનાની શુકલપક્ષની ચૌદશને દિવસે શ્રી ભારભૂતેશ્વર તીર્થમાં આવી જે ઉપવાસ કરે છે તેને એક અશ્વમેધ યજ્ઞનું ઉત્તમ ફળ મળે છે. ॥ ૧૭૫ ॥

॥ तत्र स्नात्वाच दत्वाच । वा जपेय फलं लभेत ॥

અને સ્નાન કરવાથી, તેમજ એ તીર્થમાં દાન કરવાથી વાજપેય નામના યજ્ઞનું પુણ્ય ફળ મળે છે.

॥ अष्टम्यां वा चतुर्दश्यां । वैशाखे मासि पूर्वतः ॥
॥ दीपं पिष्ट मयं कृत्वा । पितृन् सर्वान् विमोक्षयेत् ॥१७६॥

અને વૈશાખ મહીનાના શુકલપક્ષની આઠમ તથા ચૌદશના દિવસે જે મનુષ્ય આ તીર્થમાં આવી લોટનો દીવો બનાવી દેવની આગળ મુકે છે તો તેના પિતૃઓનો મોક્ષ થાય છે. વળી. ॥ ૧૭૬ ॥

॥ भारभूत्यां मृतानांच । नराणां भावितात्मनां ॥
॥ अनि वर्तिकागतिस्तेषां । शिवलोकान्न संशयः ॥१७७॥

જે મનુષ્યો એ ભારભુતેશ્વર તિર્થમાં આવી અને મહાદેવની ભકિત કરતાં જો મરી જાય, તો તેમને અક્ષય્ય એવા શિવલોકમાં વાસો થાય છે, અને ફરીથી તેને જન્મ મરણ લેવું પડતું નથી. અને તેનો ॥ ૧૭૭ ॥

॥ अथवा लोक वृत्त्यर्थं । मर्त्यलोकं जिगिषति ॥
॥वेदवेदांग विद्विप्रो । जायते विपुले कुले ॥१७८॥

કદાચ કોઇ કારણસર જન્મ આ લોકમાં થાય છે. ત્યારે મહાન કોઈ ઉત્તમ કુળમાં વેદ તથા શાસ્ત્રને જાણનાર હોય એવા બ્રાહ્મણનો થાય છે. ॥ ૧૭૮ ॥

॥ धन्यधान्य सुखैर्युक्तो । धर्म कर्म विशारदः ॥
॥ सर्व व्याधि विनिर्मुक्तो । जीवेच्च शरदां शतम् ॥१७९॥

અને તે ધન ધાન્ય વિગેરેથી સુખી તથા ધર્મ કર્મમાં કુશળ અને સર્વ વ્યાધિથી રહિત થઈ સો વરસ સુધી જીવે છે. ॥ ૧૭૯ ॥

॥ पत-तुपुण्यं पापहरं । कथितं नृप सत्तम ॥
॥ भारभूते मयाख्यातं । मोहात्म्यं तिथ संभवं ॥१८०॥

એ પ્રમાણે પુણ્યને પ્રાપ્ત કરાવે તથા પાપનો નાશ કરે એવું આ શ્રી ભારભુતેશ્વર તીર્થનું માહાત્મ્ય હે નૃપ સત્તમ યુધિષ્ટિર મેં તને કહ્યું. ॥ ૧૮૦ ॥

कार्तिकी पूर्णिमा श्रेष्टा । चैत्री चैवाथ मुक्तिदा ॥
वर्षे अष्टादशे प्राप्ते । प्राप्ते भाद्रेधि मासत: ॥
भारते यानि तिर्थानि । तानि आयांति अत्रवै ॥१८१॥

માટે દર વર્ષમાં કાર્તિકી તથા ચૈત્રી પૂર્ણિમા તેમજ અઢાર વર્ષે આવતા અધિક ભાદરવા મહિનામાં આપણા ભારત વર્ષનાં દરેક તીર્થો નદીઓ ક્ષેત્રો બધાં અહીં એક મહીના સુધી મહાયાત્રા માટે તે સમયે આ તીર્થમાં આવે છે, જેથી આવનાર મનુષ્યને આ માહાત્મમાં લખેલું સંપૂર્ણ પુણ્ય ફળ અહિં પ્રાપ્ત થાય છે.

॥ इति श्री वायूक्त शिवसंहितायां श्री नर्मदायां
श्री भारभूतेश्वर तिर्थ नाम पकसप्ततिनमोऽध्याय: ॥

॥ श्री स्तु ॥
॥ श्री शिवार्पण मस्तु ॥



॥ श्री गणेशाय नमः ॥

॥ श्री शांब सदाशिवाय नमः ॥

## ॥ आरति ॥

जय गंगाधर हरहर जय गिरिजाधीश शिव जय गिरिजाधीशा ॥
त्वंमांपालयनित्यं ॥२॥ कृपया जगदीशा ॥

ॐ हरहरहर महादेव. ॥१॥

कैलासे गिरिशिखरे । कल्पद्रुमविपिने शिव कल्पद्रुम विपिने
गुंजति मधुकर कुंजे ॥२॥ पुंजवने गहने ॥

ॐ हरहरहर महादेव ॥२॥

कोकिल कुंजत खेलत हंसावन ललाना शीव हंसावनललीना ॥
रचयति कलांकलापं ॥२॥ नृत्यतिमुदसहिता ॥

ॐ हरहरहर महादेव ॥३॥

तस्मिन ललित सुदेशे शालामणि रचिता ॥ शिव शालामणि०
तन्मध्ये हरनिकटे ॥२॥ गौरि मुदसहिता ॥

ॐ हरहरहर महादेव ॥४॥

क्रीडा रचयति शंभू रंजिनमतिमिशं ॥ शिवरंजतिमतिमीशं ॥
इंद्रादिक सुरसेवित ॥२॥ प्रणमति ते शीर्षं ॥

ॐ हरहरहर महादेव ॥५॥

विबुध वधूर्बहुनृत्यति ॥ हृदयेमुदसहिता शिव हृदयेमुद० ॥
किन्नर गानं कुरुते ॥०॥ सप्तस्वर सहिता ॥

ॐ हरहरहर महादेव ॥६॥

धिननं धिननं कथयति मृदंग वाजयते ॥ शिव मृदंग वाजयते ॥
कनुकुनु ललितं वेणु ॥२॥ मधुरं नादयते ॥

ॐ हरहरहर महादेव ॥७।

रुणुरुणु चरणे वाजति । नूपुरेपूज्वलिता ॥ शिवनूपुरेपूज्वलिता ॥
चक्रावर्ते भ्रमयन्ति ॥ २ ॥ कुरूते तां तां तां ॥

ॐ हरहरहर महादेव ॥८॥

तां तां भुपचुप भुपचुप । तालं वाद्यते ॥ शिवतालं वाद्यते ॥
अंगुष्ठां गुलिनादं ॥ २ ॥ लास्यगतं कुरूते ॥

ॐ हरहरहर महादेव ॥९॥

॥ मुंडे रचयन्ति माला । पन्नग मुपवितं ॥ शिव पन्नगमुपवितं ॥
वाम विभागे गिरिजा ॥२॥ रूपं शशि ललितं ॥

ॐ हरहरहर महादेव ॥११॥

सकलशरिरे विलसति । कृतभस्माभरणम् ॥ शिवकृतभस्माभरणम् ॥
इति वृषभध्वज रूपं ॥ २ ॥ तापत्रय हरणं ॥

ॐ हरहरहर महादेव ॥११॥

कर्पुरद्युति गौरं । पंचानन सहितं ॥ शिव पंचानन सहितं ॥
त्रिनयन शशिधर मौलिं ॥ २ ॥ विषधर कंठयुतं ॥

ॐ हरहरहर महादेव ॥१२॥

सुंदर जटाकलापं । पावकधृत भालं ॥ शिवपावकधृतभालं ॥
डमरू त्रिशुल पीनाकं ॥२॥ करधृम कपालं ॥

ॐ हरहरहर महादेव ॥१३॥

शंखनिनादं कृत्वा । झल्लरि नादयते ॥ शिव झल्लरि नादयते ॥
नितरां यजते ब्रह्मा ॥ २ ॥ वेद चतुःसहिते ॥

ॐ हरहरहर महादेव ॥१४॥

अमृत सरोजं । हृदि कमले धृत्वा ॥ शिव हृदि कमले धृत्वा ॥
अवलोकयति महेशं ॥ १ ॥ ईशं बहु नत्वा ॥

ॐ हरहरहर महादेव ॥१५॥

ध्यानं आरति समयो हृदये अति धृत्वा ॥ शिवहृदये अतिधृत्वा ॥
शीर्षा त्रिजटानादं ॥ २ ॥ शंभु बहुनत्वा ॥

ॐ हरहरहर महादेव ॥१६॥

शांबरनाशं प्रतिदिन । पठनं यः कुरूते ॥ शिवपठनं यः कुरूते ॥
शिवसायुज्यं गच्छति ॥ २ ॥ भक्त्याय: शृणुते ॥

ॐ हरहरहर महादेव ॥१७॥

कर्पुरगौरं करूणावतारं संसारसारं भुजगेन्द्रहारं ॥
सदावसंतं हृदयारविन्दे ॥ भवंभवानि सहितं नमामि ॥१॥
मंगलं भगवान शंभु ॥ मंगलं वृषभध्वज ॥
मंगलं पार्वतिनाथ ॥ मंगलाय तनो हर: ॥२॥
सर्व मंगल मांगल्ये ॥ शिवे सर्वार्थ साधिके ॥
शरण्ये त्र्यंबकेगौरि नारायणि नमोऽस्तुतं ॥३॥

ॐ श्री भारभूतेश्वराय शांब सदाशिवाय नम:।आरार्तिक दीपं समर्पयामि ॥ ॐ नम: पार्वतिपतये ॐ हरहरहर महादेव ॥
॥ पुष्पै देवं अर्पयेत् ॥ आत्माभिवंदनं ॥ हस्तोप्रक्षाल्य ॥२४॥

ઉપર પ્રમાણેની મહા આર્તિ શ્રી ભગવાનની ઉત્તરપુજા સમયે કરવી અને તે આર્તિ ભગવાનને પુષ્પથી અર્પણ કરી પોતે લેવી પછી હાથ ધોઈ નાખી અંજલીમાં પુષ્પ લઈ ભગવાનની મંત્રપુષ્પાંજલી ઉભા થઈને નીચે લખેલા મંત્રોથી કરવી.

## ॥ अथ पुष्पांजली ॥

ॐ यज्ञेन यज्ञमयजन्तदेवास्तानि धर्म्याणिप्रथमान्यासन् ॥
तेहनाकं महिमान: । सचन्तयत्र पूर्वे साध्या: सन्तिदेवा: ॥१॥

ॐ राजाधिराजाय प्रसह्यसाहिने ॥ नमो वैश्रवणायकुर्महे ॥ समेकामान्कामकामाय मह्यं । कामेश्वरो वैश्रवणोदधातु ॥ कुबेराय वैश्रवणाय । महाराजायनमः ॥२॥ ॐ स्वस्ति ॥ साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ट्यं राज्यं महाराज्य ॥ माधिपत्य मयं समन्तपर्यायी स्यात् सार्वभौमः सार्वायुष ॥ ..न्तादापरार्धात् ॥ पृथिव्यै समुद्रपर्यंताया एकराडिति ॥ तदप्येषश्लोकोऽभिगितो मरूतः परिवेष्टारो मरूत्तस्या ॥ वसन्गृहे । आविक्षितस्य कामप्रे विश्वेदेवा: सभासद इति ॥ ॐ विश्वतश्चक्षुरूत विश्वतोमुखो विश्वतोबाहुरूत विश्वतस्पात् संबाहुभ्यान्धमति सम्पतत्रैद्यावा भूमीजनयन्देव एकः ॥३॥

ॐ भूर्भुवः स्वः श्री भगवते भारभूतेश्वराय नमः मन्त्र पुष्पांजलिं समर्पयामि ॥२५॥

ઉપર પ્રમાણેના મંત્રાથી ભગવાનને મંત્ર પુષ્પાંજલી અર્પણ કરવી પછીથી નીચેનો મંત્ર ભણી પ્રદક્ષિણા કરવી.

## ॥ अथ प्रदक्षिणा मंत्रः ॥

ॐ सप्तास्यासन्परिधयस्त्रिः सप्तसमिधः कृताः ॥
देवायद्यज्ञन्तन्वानाऽअबध्नन्पुरूषं पशुम ॥ २४॥
यानिकानिच पापानि ॥ जन्मांतर कृतानिच ॥
तानिसर्वाणि नश्यंतु ॥ प्रदक्षिणा पदे पदे ॥१॥ २६॥
ॐ भूर्भुवः स्वः श्री भगवते भारभूतेश्वराय नमः
प्रदक्षिणां स० ॥

ઉપર પ્રમાણે લખેલા મંત્રાથી પ્રદક્ષિણા અર્ધી કરવી કારણકે ॥ शिवस्यार्धं प्रदक्षिणा ॥ એ શાસ્ત્રના વચનથી પછી નીચે લખેલા મંત્રાથી સ્તુતિ નમસ્કાર કરવા.

## ॥ अथ स्तुति मंत्रः ॥

रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानंच दिव्यांबरं ॥
नानारत्न विभूषितं मृगमदामोदांकितं चंदनं ॥
जातिचंपक बिल्वपत्र सहितं पुष्पंच धूपं तथा ॥
दीपं देव दयानि पशुपते हृत्कल्पितं गृह्यतां ॥१॥
सौवर्णे मणि रत्नखंड रचिते पात्रे घृतं पायसं ॥
भक्ष्यं पंचविधं पयोदधियुतं रंभाफलं पानसम् ॥
शाका नामयुतं जलं रूचिकरं सुस्निग्ध शाल्योदनं ॥
तांबूलं मनसा मया विरचितं पुजां फलं स्वीकुरू ॥२॥
छत्रं चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलम् ॥
वीणाभेरि मृदंग काहलकला गीतंच नृत्यं तथा ॥
साष्टांग प्रणति स्तुतिबहुविधा चैतत्समस्तं मया ॥
संकल्पेन समर्पितिं तप विभो पुजांगृहाण प्रभो ॥३॥
आत्मात्वं गिरिजामतिः सहचरा प्राणाः शरिरं गृहं ॥
पूजाते विषयोप भोगरचना निद्रा समाधि स्थितिः ॥
संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो ॥
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तयाराधनं ॥४॥
करचरण कृतंवा कायजं कर्मजंवा श्रवणनयन जंवा मानसं
वापराधं ॥ विहितमविहितंवा सर्वमेतत्क्षमस्व जयजय
करूणाब्धे श्री महादेव शंभो ॥५॥ असित गिरिसमंस्यात् ॥
कज्जलं सिंधुपात्रे सुरतरूवरशाखा लेखिनी पत्रमूर्वि ॥
लिखति यदिग्रहित्वा शारदा सर्वकालं तदपितवगुणानामिश
पारंनयाति ॥६॥ त्वमेव माताच पिता त्वमेव । त्वमेव
बंधुश्चसखा त्वमेव ॥ त्वमेव विद्या द्रविणं त्वमेव । त्वमेव
सर्वं मम देवदेव ॥७॥

## ॥ प्रार्थना मंत्रः ॥

आवाहनं नजानामि । नजानामि तवार्चनम् ॥
पुजांचैवनजानामि । क्षमस्व परमेश्वर ॥१॥
मंत्रहिनो क्रियाहिनो । भक्तिहिनो सुरेश्वर ॥
यत्पूजितो मयादेव । परिपूर्ण तदस्तुमे ॥२॥
यदक्षर पदभ्रष्ट । मात्राहिनं तुयद्भवेत् ॥
तत्सर्वे क्षम्यतां देव । प्रसीद परमेश्वर ॥३॥
अन्यथा शरणं नास्ति । त्वमेव शरणं मम ॥
तस्मात् कारूण्य भावेन । रक्षस्व परमेश्वर ॥४॥
मत्समो पातकी नास्ति । पापहा त्वत्समो नहि ॥
एवं ज्ञात्वा महादेव । यथायोग्यं तथाकुरू ॥५॥ २८॥
ॐ श्री भूर्भुवः स्वः भगवते भारभूतेश्वराय नमः
स्तुति पाठपूर्वक नमस्कारान् समर्पयामि ॥

આ પ્રમાણે ભગવાનની પુજા કરી સ્તુતિ પાઠપૂર્વક નમસ્કાર કરવા પછીથી નીચે લખેલા પંચાક્ષરી મંત્ર ૧૦૮ વાર જપ કરી નીચે લખેલા વિધિ પ્રમાણે આચમનીમાં પાણી લઇ પુજા નિવેદન ભગવાનને અર્પણ કરવી.

## ॥ जप मंत्रः ॥

ॐ नमःशिवाय ॥ अष्टोत्तर शतं जपेत् ॥ मया अद्यान्हि यथाशक्ति मिलितोपचार द्रव्यैः अभिषेक पूर्वक पूर्वोत्तरांग पूजनाख्येन कर्मणा भगवान श्री भारभूतेश्वर भवानि शंकरौ प्रियेताम् नमम ॥ तत्सर्वं इश्वरार्पणमस्तु ॥ ब्रह्मार्पणमस्तु ॥ नमः पार्वतिपतये० ॥

પછીથી બ્રાહ્મણની પુજા કરવી અને તેમને દક્ષિણાદાન વીગેરે આપોને નીચેના મંત્રોથી આશીર્વાદ લેવો અને પોતાના ઇષ્ટમિત્રો તથા બ્રાહ્મણો સાથે ભોજન કરવું અને તે રાત્રિ શ્રી ભારભૂતેશ્વર તિર્થમાં ભજન કિર્તનથી વ્યતિત કરવી.

## ॥ ब्राह्मण पूजन मंत्रः ॥

ॐ चरणं पवित्रं वितनं पुराणं चरणपुतस्तरति दुष्कृतानि ॥
तेन पवित्रेण शुध्धेन पुनाती पाप्मानमरातिं तरिमा ॥१॥
ब्रह्मणेगंधाः पांतु सुमंगल्यं चास्तु । अक्षताःपांतु आयुष्यमस्तु ॥
पुष्पाणिपांतु सुश्रेयमस्तु । दक्षिणाःपांतु बहुधनमस्तु ॥

## ॥ आशिर्वाद मंत्रः ॥

ॐ स्वस्तिन इन्द्रोवृद्धश्रवाः स्वस्तिनः पूषा विश्ववेदाः ॥
स्वस्तिनस्तार्क्ष्योअरिष्टनेमिः स्वस्तिनो ब्रहस्पतिर्दधातु ॥१॥
॥ ३० ॥

यशस्करं बलवन्तं प्रभुत्वं त्यमेवधिराजधिपतिर्बभूव ॥
संकीर्णनागास्वपतिर्नराणां सुमंगल्यं सततं दीर्घमायुः ॥१॥

यावद् भूमंडलंधत्ते । सशैल वनकाननम् ॥
तावत्तिष्ठतु मेदिन्यां संततिः पुत्र पौत्रिकी ॥१॥

देहान्ते परमं स्थानं । यत्सुरैरपिदुर्लभम् ॥
प्राप्नोतुपुरुषा नित्यं । महामाया प्रसादत. ॥२॥
लभते परमेरूपं । शिवेन सह मोदते ॥
यावद् भागीरथी गंगा । यावद्देवो महेश्वरः ॥
यावद्वेदाः प्रवर्तंते । त्वावत्वंच सुखीभव ॥३॥

मंत्रार्थाः सफलाः संतु । पुर्णा संतु मनोरथः ॥
शत्रुणां बुद्धि नाशोऽस्तु । मित्राणा मुदयस्तव ॥४॥

श्री वत्र स्वमायुष्यमारोग्य सैाव्र विधात् पत्रमां महियते धनं धान्यं पशुपुत्र लाभं शत संवत्सरं भवतु ॥३१॥

ઉપર પ્રમાણેનો આશીર્વાદ બ્રાહ્મણો પાસેથી લઇ ભગવાનને નમસ્કાર કરી નૈવેદ્ય ધરાવવું અને પછીથી પોતે પણ ભોજન કરવું. આ પ્રમાણે શ્રી ભારભૂતેશ્વર તિર્થમાં દર વરસે બે સામાન્ય જાત્રાઓ ભરાય છે. જેમાંની એક કારતક સુદ ૧૫ તથા બીજી ચૈત્ર સુદી ૧૫ અને ત્રીજી મહાયાત્રા અઢાર વરસે અથવા સત્તાવીસ વરસે અધિક ભાદ્રપદ માસમાં એક મહિનાનો મોટો મેળો ભરાય છે, જેમાં લાખો માણસો ભક્તિ શ્રદ્ધાથી અહીં આવી ઉપર પ્રમાણેની પુજા વિધિ તથા સ્નાન અને કથા વાર્તા સાંભળે છે. તો તેને શ્રી ભારભૂતેશ્વરની કથામાં લખેલા પુન્યની પ્રાપ્તિ થાય છે માટે દરેક મનુષ્યે આ જન્મને સાર્થક કરવા માટે તે તીર્થમાં જઇ અને તે પ્રમાણે પ્રભુના નિમિત્તે ભજન પૂજન સ્નાન દાન, જપ, તપ વીગેરેથી લાભ લેવો જોઇએ કારણકે બીજી વખતે આપણને મનુષ્યદેહ મળશે કે કેમ તેની શંકા છે તો હમણાં અનેક જન્મોના પુન્યથી મળેલા મનુષ્યદેહને નિરર્થક જવા દેવો ન જોઇએ. આટલી વિજ્ઞપ્તિ કરી અહીં હવે હું મારી લેખીનીને બંધ કરું છું.

॥ सर्वत्र सुखिनः संतु । सर्वे संतु निरामया ॥

॥ सर्वे भद्राणि पश्यंतु । माकश्चित् दुःख माप्नुयात् ॥

॥ इतिशम् ॥

॥ इश्वरार्पणमस्तु ॥

॥ ॐ ॥

## ॥ निर्माल्य ग्रहणम् ॥

॥ तत्र पद्मपुराणे ॥ પદ્મપુરાણમાં લખ્યું છે કેઃ—

॥ द्रव्यमन्नं फलं तोयं शिवस्वं नस्पृशेत क्वचित ॥
॥लंघयेन्नैव निर्माल्यं । कूपे सर्वं परित्यजेत ॥१॥

હમેશાં શ્રી ભગવાન મહાદેવના મંદીરમાં અર્પણ થયેલું દ્રવ્ય, અનાજ, ફળ, પાણી વીગેરે જે કંઈ હોય. તેને લેવું નહિ, તેમજ અડકવું પણ નહિ, પણ બિલીપત્ર વિગેરે નિર્માલ્ય લઈને આંખે માથે ચઢાવી ભગવાનના નિર્માલ્યના કુવામાં તેને નાખી દેવાં કારણકે શિવનિર્માલ્ય જો લેવામાં આવે છે તો તે લેનારના બધા કુળનો નાશ કરે છે.



॥ ॐ ॥

# શ્રી ભગવાન ભારભૂતેશ્વર મહાદેવનો ગરબો.

ધન ધન રેવાજીના તીર કે અતી રળીઆમણા રે લોલ,
ત્યાં છે નાહ્યા સરખાં નીર કે અતી સોહામણા રે લોલ. ૧
આવે ગામે ગામના લોક કે મરદન ત્યાં કરે રે લોલ,
ન્હાતાં દેહનાં દુખડાં જાય કે સુખ આપે ઘણું રે લોલ ૨
વ્યાસજીની ફરી છે આણ કે સુખથી થાપીઆ રે લોલ,
ધન ધન સુરત સરખું શહેર કે સોની ત્યાં વસે રે લોલ ૩
સોનીને નહિ પૈસાતણો પાર કે પણ પુત્ર નહિ મળે રે લોલ,
સોનીએ મનથી કર્યો વિચાર કે સંઘ કઢાવીએ રે લોલ. ૪
કાશી ખંડે વિશ્વનાથ કે પુજવા ત્યાં જઇએ રે લોલ,
પુત્ર જો આપે ગંગા માત કે સુખીઆનક્કીથઇએરે લોલ. ૫
સોની સંઘ કઢાવી જાય કે નીંદ્રા વશ થયો રે લોલ,
સ્વપ્ને આવ્યા મારા નાથ કે દેવળ બંધાવજો રે લોલ ૬
રેવાખંડે ભારભૂત છે ગામ કે કુવો ત્યાં પડયો રે લોલ,
તે કુવામાં મારો વાસ કે વેગે આવજો રે લોલ. ૭
સોની સ્વપ્નામાંથી જાગ્યો કે હરખઘણોવાધીઓ રે લોલ,
નારી સાંભળ મારી વાત કે આજ સ્વપ્નાતણી રે લોલ. ૮
સ્વપ્ને આવ્યા ભોળાનાથ કે દેવળ બંધાવજો રે લોલ,
નારી કહે છે મહારા કંથ કે જરૂર બંધાવીએ રે લોલ. ૯
સોની ત્યાંથી વેગે ચાલ્યો કે ભરૂચના ચોકમાં રે લોલ,
આવી પુછયાં ઘર કડીઆના કે ભરૂચના લોકને રે લોલ. ૧૦

કડીઆ તું છે મારો વીર કે દેવળ બંધાવવા રે લોલ,
જોઈએ તો પૈસા આપું ઝાઝા કે કામ રૂડાં કરો રે લોલ. ૧૧
સોની કડીઓ આવ્યા વેગે કે રેવાજીનાધારમાં રે લોલ,
રૂડું ત્યાં આવ્યું ભારભૂત ગામ કે દેવળજ્યાંબાંધવા રે લોલ. ૧૨
આગળ કરી ચોક કરાવ્યા કોટ કે વચમાંદેવળરચ્યું રે લોલ,
જ્યારે કૃપા કરી મહારાજ કે શીખર પુરૂં થયું રે લોલ ૧૩
સોનીએ ત્યાં કરાવ્યા હોમ કે વિપ્ર જમાડીઆ રે લોલ,
કુવામાંથી કાઢયા ભોળાનાથ કે દેવળ પધરાવ્યા રે લોલ ૧૪
માંહી પધરાવ્યા ભારેશ્વરનાથ કે ગંગા ત્યાંગાજીઆ રે લોલ,
પ્રભુના પ્રતાપનો નહિ પાર કે નગારાં વાગીઆં રે લોલ. ૧૫
ત્યાં છે કુવો નર્મદા તીર કે હજુ નીશાન છે રે લોલ,
આપે નીરધનીઆને દ્રવ્ય કે વંધ્યા પુત્ર જણે રે લોલ. ૧૬
ત્યાં છે સોમનાથ પોતે ગુરૂજી કે શિષ્યો સહુ જાણે રે લોલ;
ત્યાં તો બન્યા બટુકજી શંભુ કે પોતે ભણવા ગયા રે લોલ. ૧૭
ત્યાં તો લીલા દેખાડી પોતે કે સૌ નાહવા ગયા રે લોલ,
સૌ ત્યાં બાંધ્યા ભારામાંહી કે નાખ્યા રેવાજ તે રે લોલ. ૧૮
ગુરૂજી કોપ્યા સુણી આ વાત કે બટુક તેં ખોટું કર્યું રે લોલ,
બટુક લાવ્યા ત્યાં વેગેથી ભારો કે ગુરૂ ચરણે ધર્યો રે લોલ. ૧૯
ભારો ત્યાં છોડયો દીનદયાળ કે લીંગરૂપ પ્રગટ થયા રે લોલ,
ભારેશ્વર નામ ધર્યાં છે પોતે કે સૌનું કલ્યાણ કરે રે લોલ. ૨૦
સોમનાથ ગુરૂને લાગું પાય કે ચરણમાં રાખજો રે લોલ,
ભારેશ્વર દેવને લાગું પાય કે મુક્તિ આપજો રે લોલ ૨૧
સંવત ૧૯૫૭ ની સાલ કે સોનીનાં કામ કર્યાં રે લોલ,
કહે છે લક્ષ્મણપુરી મહારાજ કે ગુરૂ શંકરપુરી રે લોલ ૨૨

---

